# નિવેદન

ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવનની પ્રવૃત્તિનાં મુખ્ય બે અંગ છે: એક અધ્યાપન અને બીજું અધ્યયન-સંશોધન આ બીજા અંગનાં પરિણામ પ્રકટ કરવા યોગ્ય થતાં લેખોદ્વારા કે નાના મોટા ગ્રંથો દ્વારા પ્રકટ કરવાની યોજના રાખવામાં આવી છે આ યોજનામાં મુંબઈ સરકારે સને ૧૯૩૯ના માર્ચમાં મંજૂર કરેલી યોજનાનો પણ સમાવેશ થાય છે. આ યોજના પ્રમાણે વિદ્યાભવનના અધ્યાપકો પોતાનાં અભ્યાસ અને સંશોધનનાં ફળ અવારનવાર રજૂ કરે છે. એ રીતે અધ્યા. ડૉ. છોટુભાઈ ર. નાયકે તૈયાર કરી આપેલી "ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ" એ પુસ્તિકા પ્રકટ કરવામાં આવે છે.

ગુજરાત વિદ્યાસભા,
અમદાવાદ
તા. ૧૧-૯-૧૯૫૦

રસિકલાલ છો. પરીખ
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# પ્રસ્તાવના

આ પુસ્તિકા તૈયાર કરવાનો પ્રસંગ અનાયાસે પ્રાપ્ત થયો છે, એટલા માટે યત્કિંચિત્ કથન કરવું આવશ્યક છે.

મૂળ તો આ જ વિષય ઉપર અને આ જ શીર્ષક હેઠળ એક લેખ અંગ્રેજીમાં તૈયાર કરી ગયા નવેમ્બરની તા ૫, ૬, અને ૭મીએ મુંબઇમાં ભરાયેલી ૧૫મી પ્રાચ્ય વિદ્યાપરિષદમાં મેં વાંચ્યો હતો. સમયના અભાવે લગભગ દસ પાના જેટલા મર્યાદિત રાખવાનો નિયમ હોવાથી મેં વિષય તેટલામાં સમાવી દીધો હતો. તે લેખ તૈયાર કરતી વખતે જે જે વિદ્યાવ્યાસંગી અને ઇતિહાસપ્રેમી નાગરભાઇઓના સંબંધમાં પત્રવ્યવહાર મારફત કે રૂબરૂમાં હું આવ્યો હતો તેઓમાંના કેટલાકે એ પ્રત્યે આનંદ પ્રદર્શિત કરી લેખ કે પુસ્તિકામાંથી જે રૂપમાં પ્રકાશનમાં એ આવે તેની જાણ કરવાની માગણી પણ સાથે સાથે કરી દીધી હતી કે જેથી તેમાંથી એ વાંચે. એનું કારણ એક તો એ છે કે નાગર જ્ઞાતિ વિશે લેખ, પુસ્તિકા કે પુસ્તકરૂપે જે કંઈ લખાયું છે તેમાં કોઇ પણ લેખકે આ પાસાની છણાવટ ખાસ કરીને કરી નથી, અને જે કોઇએ કરી છે તે પણ જૂજ કે નહિ જેવી જ.

પ્રાચ્યવિદ્યાપરિષદમાં પ્રસ્તુત લેખનું વાચન પૂરું થયું ત્યારે તેને સાંપડેલી ઉમળકા–ભરી પ્રશંસા તથા ઉપર્યુક્ત કારણોને લઇને મેં મારા મૂળ લેખને વિસ્તૃત કરી પુસ્તિકારૂપે પ્રકટ કરવાનો વિચાર કર્યો અને તે વિચારનો અમલ પૂરો થતો જોઇ હું આનંદ અનુભવું છું.

આધારગ્રંથો અને હસ્તપ્રતોની વિવિધ ભાષાઓમાં ગુજરાતીનો પણ સમાવેશ થાય છે, જેમાં ગ્રંથકારોએ ફારસી જ્ઞાનના અભાવના કારણે વિશેષ નામો જેવાં કે મોહમ્મદ, મહમૂદ, હુસેન, હસન, વગેરેમાં ભૂલો કરેલી તેનાં ઘટિત સુધારા મેં કરી લીધા છે.

આ પુસ્તિકા તૈયાર કરતી વખતે શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી પુષ્પાબહેન મહેતા, પ્રો. નીતિરાય ગો. ખારોડ, શ્રી ઇન્દુકુમાર મો. વસાવડા (હાઈસ્કૂલ, દાહોદ), સ્વ. ગ. સા. ગ. જ. દેસાઈ (અમદાવાદ), શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ, શ્રી. શંભુપ્રસાદ એચ. દેસાઈ (જૂનાગઢ), શ્રી. જયસુખલાલ પુરુષોત્તમદાસ જોષીપુરા (ધારી, સૌરાષ્ટ્ર), શ્રી નયનસુખરાય વિનોદરાય મજમુદાર, એમના પિતા શ્રી. વિનોદરાય જયસુખરાય મજમુદાર (અમરેલી, સૌરાષ્ટ્ર) પ્રો ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી, પ્રો. કે. કા. શાસ્ત્રી અને જીવાભાઈ દુર્ગાશંકર દીવાને (જૂનાગઢ) કેટલીક માહિતી આપી સહાય કરી છે જે માટે તે સર્વનો આભાર માનું છું.

આ વિષયે લેખમાંથી પુસ્તિકા રૂપ ધારણ કર્યું છે અને હજુપણ મારા સંશોધનકાર્ય દરમિયાન એ વિષય હું મારા ધ્યાનમાં રાખીશ. તે ઉપરાંત જે નામરજ ઈલ્મી કે અન્ય ફારસી અભ્યાસીઓ આ વિષયને લગતી વિશેષ માહિતી કે હસ્તપ્રત મગાવી મને જાણ કરશે તો હું તેનો આભારસહ સ્વીકાર કરીશ અને બીજી આવૃત્તિ તૈયાર કરવામાં તેનો લાભ ઉઠાવીશ. હું આશા સેવું છું કે બીજી આવૃત્તિ પુસ્તિકામાંથી પુસ્તકરૂપ ધારણ કરશે

તા. ૨–૯–'૫૦ છોટુભાઈ રણછોડજી નાયક.

# અનુક્રમણિકા

# નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ

## હિંદુસ્તાન અને ફારસી

આરબોએ ઇરાન જીત્યું તો હતું, પણ ઈરાનના સંસ્કાર-બળે અરબોને જીતી લીધા હતા. આ જ કારણથી મુસ્લિમ જગતમાં ફારસી ભાષાનું મહત્ત્વ અરબીથી ઘણું ઊતરતું હોવા છતાં તેનો વપરાશ તેમજ સામાન્ય સાહિત્ય ઉપરનો પ્રભાવ તો કેટલાએ અંશે અરબીથી પણ ચઢી જાય છે. યુરોપમાં આજે ફ્રેંચ ભાષાનું જે સ્થાન છે તે ઇસ્લામના રાજકીય સર્વોપરિપણા દરમિયાન એશિયામાં ફારસીનું હતું. એક એવો સમય હતો જ્યારે ઈરાનની પ્રજા અને તેમની સંસ્કૃતિ હિંદુસ્તાન ભરમાં પ્રસરી ગઈ હતી. ફારસી કવિઓ અને ગ્રંથકારોની સંખ્યા મોગલ સમય દરમિયાન ભારતમાં ઘણી જ મોટી હતી. ફારસી સાહિત્યમાં તેમનો ફાળો અતિ મોટો છે. આમ હોવા છતાં અહીંનાં ફારસી કાવ્યો તરફ અર્વાચીન ફારસી વિદ્વાનો તિરસ્કારની[1] દૃષ્ટિથી જુએ છે. તેઓ એને

---

૧ દારા શિકોહનો મીર મુનશી (મુનશીઓનો વડો) પંડિત ચંદ્રભાન બ્રાહ્મણ ફારસીનો પ્રખર વિદ્વાન હતો. તેણે એક વખત પોતે લખેલો દીવાન (પ્રશંસા કાવ્યો, ગઝલો વગેરેના સંગ્રહ)ની કેટલીક નકલો સુંદર અક્ષરે લખાવી, દરેક પૃષ્ઠ ઉપર ઉત્તમ બેલબૂટા વડે શણગાર કરી અને ઉમદા રીતે બંધાવી, ઈરાન વગેરે દેશોમાં વિદ્વાનો અને કવિઓ ઉપર મોકલી હતી પરંતુ તેમના સોનેરી સાજો અને શણગારેલા બેલબૂટા ચંદ્રભાન ઉપર પાછા મોકલી

બ્રાઉન જેવો ફારસીનો ધુરંધર અંગ્રેજ વિદ્વાન પણ કહે છે કે "હિંદુસ્તાનમાં ઉદ્ભવેલા ફારસી સાહિત્યમાં અસલ ફારસી લહેજત નથી."[1] વળી આ તો સત્ય જ છે કે જે લક્ષ્ય ઈરાનની ફારસી કવિતા ઉપર આપવામાં આવે છે તેવું હિંદુસ્તાનની ફારસી કવિતા ઉપર નથી. આનું એક કારણ તો 'આપકી લાપસી અને પરાઈ કુસકી" જેવું છે. એને માટે તિરસ્કાર તો ન જ હોવો જોઈએ. હિંદુસ્તાનીઓએ લખેલી ફારસી શાયરી નકામી તો નથી જ. પ્રો. બ્રાઉનના અભિપ્રાયને કંઈક અંશે માન્ય રાખી શકાય; પરંતુ ઈરાન ઈરાન છે ને હિંદુસ્તાન હિંદુસ્તાન. ઈરાન અને હિંદુસ્તાનના વાતાવરણના ફરકની અસર એ ઉપર હોઈ શકે એ બનવા જોગ છે. ગમે તેમ હોય, પરંતુ ફારસી શાયરો અને ગ્રંથકારો હિંદુસ્તાનમાં મોટી સંખ્યામાં થઈ ગયા એ વાતનો કોઈ ઇન્કાર કરી શકે એમ નથી. મોગલ રાજ્ય દરમિયાન ફારસી ઝબાનને દરબારી એટલે કે રાજભાષાનું સ્થાન ભોગવવાનું મહદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. સરકારી ફરમાનો એ ભાષામાં નીકળતાં. સરકારી પત્રવ્યવહાર એ જ ભાષામાં થતો. અદાલતમાં પણ એ જ ભાષા વપરાતી. આ કારણોને લઈને એ ભાષાના અભ્યાસની ખાસ જરૂર રહેતી. કામધંધે આવતા અંગ્રેજોને પણ ફારસી ભાષામાં જ વાત કરવી પડતી. મુસલમાન અમલદારોના હાથ નીચે હિંદુ મુત્સદ્દીઓ (વસૂલ ખાતાના અધિકારીઓ), સિરસ્તેદારો, કારકુનો વગેરે ફારસી ભાષામાં કામ કરતા અને તેમને અતિ ઉપયોગી થઈ પડતા. આવી રીતે રાજતંત્રમાં ફાળો આપતી

---

"દુરને અંદાઝે બ્યાન અઝ મન મજૂ,
ખાનસારો ઈસ્ફહાન અઝ મન મજૂ."

[વર્ણનશૈલીની ખૂબી મારી પાસેથી ન ખોળ,
ખાનસાર અને ઈસ્ફહાન (ઈરાનના શહેરો જ્યાં ઘણા શાયરો થઈ ગયા) મારી પાસેથી ન ખોળ.]

૧ બ્રાઉન—પર્શિયન લિટરેચર અંડર તાર્તર ડોમિનિયન્સ, પૃ. ૧૦૭

કાયસ્થ, બ્રહ્મક્ષત્રિય[1] તેમજ નાગર જ્ઞાતિઓના લોકો રાજભાષાનો અભ્યાસ કરતા અને તેમાં આધિપત્ય મેળવતા, એટલી કક્ષા પર્યંત કે તેઓમાંના કેટલાક તો ફારસી પંડિતો અને કવિઓ તરીકે વિખ્યાત થયા હતા. ઈ. સ. ૧૮૨૯ માં નક્કી થયું કે ફારસીને બદલે અંગ્રેજી ભાષાને દફતરી ભાષા તેમજ અદાલતની ભાષા બનાવવી. આનો અમલ તુરત ન થયો. પરંતુ આખરે ઈ. સ. ૧૮૪૪ માં ફારસીએ પોતાનું સ્થાન ગુમાવ્યું; જો કે એ પછી એટલે કે ઈ. સ. ૧૮૪૪ પછી પણ ફારસી શેરો અને શાયરીનો શોખ તેમજ ફારસી સાહિત્ય અને ઇતિહાસ પ્રત્યેનાં ભાવ અને ભક્તિમાં ગુજરાતમાં વસતી કાયસ્થ, બ્રહ્મક્ષત્રિય તેમજ નાગર જ્ઞાતિઓમાં કમી ન આવી. અંગ્રેજી રાજ્યના સત્તારોપણથી પણ આ પ્રજાની માનસિક સ્થિતિમાં કેટલોક સમય કંઈ પણ ફેરફાર થયો નહિ. આ ત્રણે જ્ઞાતિઓમાં પણ નાગરો જે પોતાને તમામ બ્રાહ્મણ જ્ઞાતિઓમાં સર્વોત્કૃષ્ટ ગણતા આવ્યા છે અને જેમને પોતાની કોમનું અતિશય ગૌરવ છે તેમનો ફાળો ઘણો જ મોટો છે. તેઓએ અર્વાચીન[2] ઉર્દૂ નવી ફારસી ભાષા અને સાહિત્ય મોટા પ્રમાણમાં ખેડયા છે.

---

૧ પરશુરામના સંહારથી બ્રાહ્મણના પુત્રરૂપે ઉગરેલા ક્ષત્રી પુત્રોના વંશજ તે બ્રહ્મક્ષત્રી છે (ગુજરાત સર્વસંગ્રહ પૃ ૭૯) તેઓએ કલમબાજી અને શમશેરબાજીમાં પોતાની કુશળતા સાબિત કરી છે.

૨ ઐતિહાસિક ક્રમ અનુસાર ઈરાનની ભાષાઓના ત્રણ પ્રકાર છે—

અ પુરાણી ફારસીનો સર્વથી પુરાણો નમૂનો પારસીઓના ધર્મગ્રંથ 'અવસ્તા'માં મળે છે, જેનો સર્વથી પુરાણો ભાગ ઇસાથી ઉગભગ ચૌદ સદી પૂર્વેનો મનાય છે. અવસ્તાની ભાષા ઋગ્વેદની ભાષાને ઘણી જ મળતી આવે છે.

બ પુરાણી ફારસી પછી મધ્યમિક ફારસીનો કાળ આવે છે. એનું મુખ્ય રૂપ પહ્લવી છે. ઈસ્વી ત્રીજીથી સાતમી સદી પર્યંત ઈરાનમાં સાસાનીવંશી બાદશાહોએ રાજ્ય કર્યું હતું તેના સંરક્ષણમાં પહ્લવી સાહિત્યે ઘણી ઉન્નતિ કરી હતી.

## નાગરો

ખાસ કરીને નાગરો સુરત, નડિયાદ, અમદાવાદ, કચ્છ, સૌરાષ્ટ્ર અને મહીકાંઠામાં મળી આવે છે. તેમના મૂળ વિશે વિવિધ મતો છે. કહેવાય છે કે એમનો મૂળ વાસ હિમાલયના પ્રદેશમાં હતો. ત્યાંથી તેઓ આનર્ત દેશમાં[1] એટલે કે ઉત્તર ગુજરાતમાં આવ્યા.

રાજસ્થાનના ઇતિહાસમાં[2] લખ્યા પ્રમાણે વલભીપુરના કનકસેને વડનગર વસાવ્યું હતું. ઇ. સ. ૧૪૪માં એ નગર કોઇ કાળે ચમત્કારપુર, માનપુર અને આનન્દપુર નામે ઓળખાઇ આખરે વડનગર (વૃદ્ધનગર) નામે સંસ્કૃત ગ્રંથોમાં લખાયું છે. એ વડનગર નાગરોનું મૂળ સ્થાન

क પહ્લવી પછી નવી (અર્વાચીન) ફારસી બોલાવા લાગી જે શુદ્ધ સાદી તથા અરબીના મિશ્રણ વગરની હતી. નવી ફારસીનું સૌથી પ્રાચીન રૂપ ફિરદોસીનું શાહનામું છે. અરબોની જીત પછી તેમના શબ્દોએ એને સમૃદ્ધ કરી આમ પહ્લવી નવી (અર્વાચીન) ફારસીની માતા તરીકે ગણાય. ફારસી શાયરોએ અર્વાચીન ફારસી માટે પણ કેટલીક વાર પહ્લવી શબ્દ વાપર્યો છે, જેમકે જામી નામના ઈરાનના શાયરે જલાલુદ્દીન રૂમીની મસ્નવી માટે લખ્યું છે:—

"મસ્નવીએ મૌલવીએ માનવી, હસ્ત કુરાન દર ઝબાને પહ્લવી"

[રૂમીની મસ્નવી (મહાકાવ્ય) પહ્લવી (અર્થાત્ ફારસી) ઝબાનમાં કુરાન છે.]

અરબીથી ઓતપ્રોત થયેલી નવી ફારસીને માટે હવે 'ફારસી' શબ્દનો જ ઉપયોગ થાય છે.

૧ એનો ખરો અર્થ તો ઉત્તર ગુજરાત છે, પણ કેટલીક વાર સૌરાષ્ટ્રનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે; કોઈ કોઇ ઠેકાણે સામાન્ય રીતે ગુજરાતના અર્થમાં પણ વાપરવામાં આવે છે.

૨ કર્નલ ટોડ–એનાલ્સ એન્ડ એન્ટિક્વિટીઝ ઑફ રાજસ્થાન, ભા ૧, પૃ ૨૫૩

"નાગર નટ રે મિલ જાઓ મનમોહન પ્યારે"

અર્થાત્ "નાનકડા ચતુર મોહન પ્યારા, મને મળી જાઓ." મહર્ષિ કાત્યાયન "નાગર" શબ્દનો અર્થ "પ્રવીણ" કરે છે.[1] એમ હોય તો તેઓમાં નામ પ્રમાણે ગુણ છે. તેમના આજ પર્યંતના ઇતિહાસ ઉપર નજર નાખવાથી તેમણે દાખવેલી રાજદ્વારી વિષયની કુનેહ, સમજ, બુદ્ધિ અને અગમચેતી સમયસૂચકતા માટેની પ્રવીણતાનો તેમનો દાવો સાબિત કરે છે.

છઠ્ઠી સદીમાં વલભીના રાજાઓ સાથે ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પ્રથમ નાગરોએ દેખા દીધી હતી. ત્યારથી જ એ લોકો પોતાની ચાતુરી બતાવતા આવ્યા છે.[2]

"કલમ કડછી અને બરછી" એ નાગરોનો મંત્ર છે. એ ત્રણની સિદ્ધિમાં નાગરોનું નાગરપણું રહેલું છે. એ ત્રણ નો એમણે પોતાનાં જ કહેવડાવ્યાં છે. એ કહેવતમાં તેમની કૃતિ સમાયેલી છે. મુત્સદ્દીગીરી કરવી, રસોઈ કરવી અને લશ્કરી નોકરી કરવી એ ઉદર-પોષણના મુખ્ય ત્રણ સાધનો તેઓએ ચાહેલાં હતાં. બીજી રીતે કહીએ તો "કલમ કડછી અને બરછી" એ ત્રણ કળાઓમાં સામાન્ય રીતે નાગરો નિષ્ણાત ગણાતા આવ્યા છે; અર્થાત્ એ સાધન-ત્રયની પ્રત્યેક નાગરે પ્રાપ્તિ કરવી જોઈએ એવું લેખાતું આવ્યું છે. વળી નાગરના લક્ષણરૂપે થઈ પડેલી આ ત્રિપુટીના ગર્ભમાં જે રહસ્ય સમાયેલું છે તે ઉપર વિચાર કરવાથી માલૂમ પડે છે કે કલમ એ બુદ્ધિની સંજ્ઞા છે, કડછી એ ધર્મ–નીતિની સંજ્ઞા છે, અને બરછી એ શારીરિક બળની સંજ્ઞા છે. એ ત્રણ સાધનોથી સૂચિત થતી માનસિક, નૈતિક કે ધાર્મિક, અને શારીરિક શક્તિની જ્યાંસુધી એક સરખી રીતે ખિલવણી થતી નથી ત્યાંસુધી કોઈપણ કાર્ય સાંગોપાંગ સિદ્ધ કરી શકાતું નથી, એવું નાગરો સમજ્યા હતા. વળી તેઓ

૧ નાગર પૃ. ૧૦૩

૨ ધી ટ્રાઈબ્સ એન્ડ કાસ્ટ્સ ઓફ બોમ્બે—આર. ઈ. એન્થોવન, પૃ. ૨૩૫

એમ પણ માનતા થયા હતા કે એ ત્રણ કળાઓની સહાયથી વિકટ કાર્યો પણ સહેલાં અને સરળ થઈ જાય છે. આ જ કારણથી તેઓએ એ ત્રણ પ્રકારનાં બળો હાથ કર્યાં હતાં. એ વડે કેટલાક નાગરો અમર કીર્તિને પામ્યા છે. એના આધારે રહી તેઓ વિદ્યાના મેદાનમાં, યુગ યોદ્ધાઓના સમા રણસંગ્રામમાં ગાજનારા, ધસનારા અને ઝઝૂમનારા બહાદુર નરો હતા. એમનો ઇતિહાસ સાબિત કરે છે કે એ જ્ઞાતિ એ ત્રણ શક્તિની ઉપાસક રહી ત્યાંસુધી તેનું સ્થાન સર્વોત્કૃષ્ટ રહેવા પામ્યુ હતું. જેમ જેમ એ ક્ષીણ થતી ગઈ તેમ તેમ તેમની ઉત્કૃષ્ટતા પણ ન્યૂન થતી ગઇ

## રાજદ્વારી અને સાહિત્યિક કાબેલિયત

નાગર લોકોએ પુરાતન કાળથી ગુજરાત સૌરાષ્ટ્રની ચાતી પડતી સાથે બહુ નિકટ સંબંધ રાખ્યો છે. ' કોઈ પણ ભોગે સ્વામિભક્તિમાં અચળ રહેવું ' એ એમનો સિદ્ધાંત રહ્યો છે. એ જ્ઞાતિએ નાના મોટા ઘણા કવિઓ, ભક્તો, ચિંતકો અને રાજપુરુષોને ગુર્જર દેશના ચરણમા ઉપહાર તરીકે મૂક્યા છે. એમના પરાક્રમની કીર્તિ એકલા ગુજરાતમાં જ સમાઈ રહી છે એવું નથી, તે તો ગુજરાતની સરહદ ભેદીને પણ દેશદેશાન્તરોમાં પહોંચી ચૂકી છે. ભૂતકાળનો એમનો ઇતિહાસ જોતા જણાએ તો તેજસ્વી નાગરવીરોની હારની હાર નજર આગળ ખડી થાય છે. વલભીના મૈત્રક રાજાઓનાં તામ્રપત્રો ( ઇ. સ. ૫૦૦–૮૦૦ ) મા આનંદપુર ( વડનગર )ના અનેક વિદ્વાન બ્રાહ્મણોનો ઉલ્લેખ મળે છે. મૂળરાજ સોલંકીના સમય ( ઇ. સ. ૯૪૨–૯૭ )માં માધવ, લુલ, અને ભાભ નામે ત્રણ નાગરો ઉચ્ચ અધિકાર પર હતા. વીરધવળનો ચતુર પ્રધાન વાગ્ભટ,[૧] સિદ્ધરાજદેવનો મહામંત્રી નાગડ, કરણઘેલાનો અભિમાની પણ બુદ્ધિમાન પ્રધાન માધવ અને તેનો ભાઈ કેશવ, અને લડાઈમાં તેમજ રાજનીતિમાં પોતાની બાહોશીથી

૧ નાગર ઉદય, પુ ૨, સંવત ૧૯૭૬, અંક ૧૧, પૃ ૨૨૮

જૂનાગઢની નવાબીને ઉચ્ચ કક્ષાએ પહોંચાડનાર અમરજી દીવાન, તેમજ વિજાળદેવના સમયનો મહાપંડિત નાનાક,[1] નાના મોટા તમામ ઉપર પોતાનો જાદુ ચલાવનાર ભક્ત કવિ નરસિંહ મહેતા, ગુજરાતના દાક્ષિણ્યનું ઊંચું પદ પ્રાપ્ત કરનાર કવિવર દયારામ, કવિ સુધારક અને ગુજરાતી ગદ્યના પિતા નર્મદાશંકર, ગુજરાતીના પ્રથમ નવલકથાકાર નન્દશંકર, ગુજરાતી ભાષાશાસ્ત્રના પિતા વ્રજલાલ કાળિદાસ શાસ્ત્રી, ગુજરાતીના સર્વોત્તમ નવલકથાકાર ગોવર્ધનરામ, ગુજરાતના પ્રથમ પુરાતત્ત્વવિદ ભગવાનલાલ ઇન્દ્રજી, કવિ વિવેચક અને ભાષાશાસ્ત્રી નરસિંહરાવ દિવેટિયા, મહાન ચિંતક આનંદશંકરભાઈ, ગુજરાતીના પ્રથમ હાસ્યરસિક લેખક રમણભાઈ નીલકંઠ, મુંબઈ વિશ્વવિદ્યાલયનાં પ્રથમ સ્નાતિકા વિદ્યાગૌરી નીલકંઠ તથા શારદાબહેન મહેતા, શ્રેષ્ઠ વિવેચક રામનારાયણ પાઠક અને ગુજરાત વિશ્વવિદ્યાલયના પ્રથમ ઉપકુલપતિ ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા; એ ઉપરાંત ભક્તકવિ છોટમ, ઝવેરીલાલ, મનસુખરામ, મણિલાલ, મસ્તકવિ બાલ, મહીપતરામ, ભોળાનાથ સારાભાઈ, રમણલાલ વસંતલાલ દેસાઈ એ તમામ નાગરો ગુજરાતના રાજદ્વારી અને સાહિત્યનભોમંડળના ચમકતા સિતારા છે.

## નાગરોનો મુસલમાનો સાથેનો સંબંધ

નાગરોને મુસલમાનો સાથે સંબંધ પડ્યો તે ગણીએ તો ઈ. સ. ૧૦૨૪ માં સોલંકી વંશના પાંચમા રાજા ભીમદેવ પહેલા ( ઈ સ. ૧૦૨૨–૧૦૭૩ )ના સમયમાં મહમૂદ ગઝનવીએ સોમનાથ ( પ્રભાસ પાટણ ) પર ચડાઈ કરી તે સમયથી લઈ શકાય. તે વખતે ઘણા નાગરો સ્વધર્મની રક્ષા માટે[2] શસ્ત્રો ધારણ કરી સોમનાથના મંદિરને બચાવવા માટે સૌરાષ્ટ્રમાં આવ્યા હતા. તે પછી તેઓ ત્યાં જ રહ્યા હતા. સોલંકી વંશના છેલ્લા રાજા ભીમદેવ બીજાના સમયમાં ગુજરાત ઉપર ઈ. સ.

---

૧ ઇન્ડિયન એન્ટિક્વેરી, પુ. ૧૧, પૃ. ૯૯–૧૦૮

૨ દવે ગોવિંદ રામજી–નાગર વંશાવળી, પૃ. ૪

ઊંચા અધિકાર ગુમાવવામાં જ્ઞાતિની સામાજિક પ્રતિષ્ઠાને નુકસાન તેમને લાગ્યું, તેથી આ પ્રશ્નનો નિર્ણય કરવા વડનગરમાં સમસ્ત નાગર જ્ઞાતિની પરિષદ મળી. આખરે તેમાં એવો નિર્ણય લેવામાં આવ્યો કે કેટલાક નાગરો રાજકીય અધિકાર સાચવે ને બીજા કેટલાક નાગરો ધાર્મિક આચાર વિચાર સંભાળે. રાજકીય અધિકાર સાચવનારા "નાગર ગૃહસ્થ" કહેવાયા.[1]

એમ પણ કહેવાય છે કે અકબરે એક નાગર સ્ત્રીને દરબારમાં પિતાભાવે બોલાવી મંગાવવાનો હુકમ કર્યો. વડનગરના નાગરોને ખબર પડતાં તેઓ એકઠા થયા. તેઓને ખબર પડી કે એક સેના વડનગર ઉપર ચઢી આવે છે. તેઓએ તો સ્ત્રીને નહિ મોકલવાનો અને કોઈ પણ અકૃત્યનો સામનો કરવાનો નિર્ણય કરી લીધો હતો. ફોજ આવી અને નાગરોએ રણસંગ્રામમાં પાહોમ કરીને ઝંપલાવ્યું. આ સાંભળી નાગર સ્ત્રીઓ અકબરની સેના ઉપર "જય અંબે" "જય માત" એમ મુખેથી પોકારી તૂટી પડી. પરંતુ અકબરની સેના આગળ તેમનું શું ગજું? આખરે તેઓ સતી થઈ.[2]

## નાગરોમાં વિશ્વાસ

ચૌદમા સૈકાની શરૂઆતમાં મુસલમાનોનું ગુજરાતમાં રાજ્ય થયું ત્યારથી મુસલમાન સુબાઓ તથા સુલતાનોએ નાગરો

---

૧ રા. મણિરાવ શાસ્ત્રીનું અપ્રસિદ્ધ "નાગર પુરાતત્ત્વ"; નાગર ઉદય, પુ. ૨, પૃ. ૪૩-૬૪ અને ૮૧-૮૨ (ઈ. સ. ૧૯૩૩)

૨ નાગર પૃ. ૧૦૩

આ વાત સંભવિત લાગતી નથી, કારણ કે આવી બાબતમાં અકબર હંમેશા કુનેહથી કામ લેતો હતો. એકદમ સેના મોકલી આપે એવું એના સ્વભાવમાં હતું જ નહિ. હંમેશા તે સમજાવટથી જ કામ સિદ્ધ થાય એવી વ્યવસ્થા કરતો હતો. અકબરના સમયમાં કે તે પછી લખાયેલા ઇતિહાસોમાં કોઈપણ ઠેકાણે આવું એકે કાર્ય તેણે બળજબરી વાપરી કર્યું હોય એવો ઉલ્લેખ નથી.

અકબરે ગુજરાત સર કર્યું ત્યારે ઘોઘા બંદરની આસપાસનો કેટલોક મુલક મેળવી આપવામાં મદદ કરનાર નાગર કોમનો સોમજી નામનો એક દેસાઈ હતો. બાદશાહે તેને ઈનામનો ઘણો બહોળો પ્રદેશ આપ્યો હતો.

---

વખારમાંથી સોનાની લગડી જડી પણ તેણે દરકાર કરી નહિ. થોડા દિવસ પછી બીજી જડી તેથી તેણે ધાર્યું કે દરબારી કોઠીમાંથી સોનાની ધૂળ આવતી હોવી જોઈએ. તે બીધો અને રાજા મોખડાજી પાસે ગયો. તેણે તપાસ કરી તાળા તોડી નાખ્યા, સોનેરી ધૂળ કાઢી સાદી ધૂળ ભરી દીધી અને તાળા પહેલાંની જેમ વસાવડાવ્યા. ચોમાસુ વીત્યા બાદ તે વેપારી ધૂળ લેવા આવ્યો. તાળા તોડતાં સાદી ધૂળ જોઇ મોખડાજીને બધી વાત જણાવી, પણ તેણે ધ્યાન આપ્યું નહિ, તેથી દિલ્હીના બાદશાહ મોહમ્મદ તગલકને ફરિયાદ કરવા ગયો અને મોહમ્મદ તગલક ચડી આવ્યો. મોખડાજી ઘોઘેથી બધી હોડીઓ લઈને પીરમના બેટમા ભરાઇ બેઠો. પાદશાહનું લશ્કર પીરમ જઈ શક્યુ નહિ, આથી વેપારીએ સમુદ્રની પ્રાર્થના કરવા માંડી ને ત્રણ દિવસ સુધી ઉપવાસ કર્યા. આખરે વરુણદેવ પ્રસન્ન થયા અને વેપારીએ કહ્યુઃ "હે દેવ આપના ખાટા સોગંદ મોખડાજીએ ખાધા છે તેથી ઘોઘા અને પીરમ વચ્ચેનું પાણી દૂર કરો કે જેથી તેને શિક્ષા કરી શકાય." તરત જ પાણી ખસી ગયુ અને પાદશાહનું લશ્કર પીરમ પહોંચ્યું." (બુદ્ધિપ્રકાશ, પુ. ૬૨, ૧૯૧૫, ૩૪૭–૪૮) મૌલ્વી ઝકાઉલ્લાએ તારીખે હિંદમા એનો ઉલ્લેખ આ પ્રમાણે કર્યો છે" દિલ્હીના સોદાગરો એક વખત "ઝરે ખાક" (સોનાની ખાણમાંથી કાઢેલી ધૂળ)થી ભરેલા ૧૬ જહાજ પીરમમા લાવ્યા. પીરમના રાજાએ વરુણ (પાણીના દેવતા)ના સોગન ખાઇ વચન આપ્યુ કે તમારી સાથે સુંદર વર્તન રાખીશ. પરંતુ પીરમમા તે લોકો આવ્યા ત્યારે તેણે તેમને લૂટી લીધા. આ ખબર સુલતાન મોહમ્મદ તગલકને થઇ. તેણે એક બળવાન લશ્કર લઇ તે ઉપર હુમલો કર્યો. બેટ હોવાથી કેટલોક સમય ફોજ ઘોઘા બંદર ઉપર પડી રહી.

પહેલી વાતમાં કંઈક અતિશયોક્તિ લાગે છે, બીજી વાત કેટલેક અંશે બંધ બેસતી લાગે છે.

## ફારસી ભાષા શીખવાની જરૂરિયાતનું કારણ

મુસલમાનો સાથે આટલો સંબંધ હોવા છતાં નાગરોએ રાજ્યકર્તાની ભાષા-ફારસીનો ખાસ અભ્યાસ કર્યો હોય એવાં અકબરના સમય અગાઉ કોઈ ખાસ દાખલા મળતા નથી અને હશે તે પણ જવલ્લે જ. એટલું જ નહિ પણ હિંદુસ્તાનમાં મહમૂદ ગઝનવીના હુમલાથી શરૂ થતી ઇસ્લામી જીતોની હારમાળાથી માંડી અકબરના સમય (અર્થાત્ લગભગ છસ્સો સાલ) પર્યંત અમુક અપવાદો સિવાય હિંદુઓમાં ફારસી કેળવણીનો સામાન્ય રિવાજ પડયો ન હતો. અલબત્ત, કેટલીક હકૂમતોએ પોતપોતાના જમાનામાં એ તરફ કંઇક અંશે લક્ષ આપ્યું હતું અને હિંદુઓમાં એક નાનીમૂની ફારસી જાણનારી સંખ્યા હર સમયે મોજૂદ હતી. ઈસ્લામી હકૂમતમાં હિંદુ નોકરો અને હોદ્દેદારો ફારસી જરૂર જાણતા હશે તેમાં ફક્ત નાગરોમાંથી એક દૃષ્ટાંત મળે છે. સુરતમાં ગોપીપુરા અને ગોપી તળાવનો બંધાવનાર મલેક ગોપી ઉર્ફે ગોપીનાથ [1] જે સુલતાન મહમૂદ બેગડા (ઈ. સ. ૧૪૫૯–૧૫૧૧)ના જમાનામાં થઈ ગયો, જે ધીમે ધીમે સુલતાન મુઝફ્ફર બીજા (ઈ. સ. ૧૫૧૧–૧૫૨૬)ના જમાનામાં વઝીરપદ ઉપર ચાલુ રહ્યો હતો, જે મલેક સારંગ કિવામુલ્મુલ્કનો સાથીદાર હતો અને જેની દગાબાજીને લઈને ઈડરના રાવ ભીમને ઈ. સ. ૧૫૧૩ (હિ સ. ૯૧૯)માં સુલતાને જીવતો રહેવા દીધો હતો, તે જરૂર જ ફારસી જાણતો હશે. [2]

---

1 તારીખે ફિરિશ્તા પૃ. ૪૦૬, ભા. ૨, મુંબઈ-માં મોપાળ છે, જે ભૂલ છે.

2 મલેક ગોપી એક મોટો આદમી હતો. તેને જલસા કરવાનો પણ શોખ હતો. તેણે ઘણી સુંદરીઓ એકઠી કરી હતી. જલસાની રાતે તેને ત્યાં દીપોત્સવ હતો, દમસા બજારમાંથી લાવવામાં આવતા અને તે રાતે એ કોઈ ફૂલ એક તો કોઈપણ કેડે ગણી શકાતા નહિ. એક સુંદરી માર નામની હતી. એ ગોવરધન્ અહમદખાન નામનો એક જવાન જે ઠાકોર [રજપૂત] જાતનો હતો અને સુલતાનનો માનીતો હતો તે તેને લેવા નિકળ [હકીકત ઉપરથી .

સિકંદર લોદી (ઇ.સ. ૧૪૮૯–૧૫૧૭)ના સમયથી હિંદુઓએ વિશેષ પ્રમાણમાં ફારસી ભાષાના અભ્યાસની શરૂઆત કરી હોય એમ લાગે છે. કેટલાક ઉર્દૂ પુસ્તકોમાં સિંકદર લોદી વિશે એક કહાણી છે કે તેને હિંદુઓને નોકરીમાં રાખવાનો વિચાર આવ્યો ત્યારે તેણે કેટલાક હિંદુઓને પોતાની પાસે બોલાવ્યા અને પૂછ્યું: "તમારામાં કોણ ફારસી જાણે છે?" તમામે નકારમાં જવાબ વાળ્યો. તેણે બ્રાહ્મણોને ફારસી શીખવાનો અનુરોધ કર્યો, પરંતુ તેમણે એનો ઇન્કાર કર્યો. તે

---

હશે] તેની સાથે પ્યારમા પડયો. જલસાની એક રાત્રે મશાલચી સાથે પેરવી કરી હાથમા મશાલ પકડી તે અંદર ગયો અને મશાલચીના સ્વાંગમા જ રહ્યો. આખરે છાની વાત ખુલ્લી થઈ અહમદખાનને પકડી લાતોનો માર મારવામાં આવ્યો, એટલે સુધી કે એ મરવાની અણી પર આવી પહોચ્યો. ત્યારે મલેક ગોપીએ જોયુ કે તેનામા થોડો જ જીવ બાકી રહ્યો છે ત્યારે પોતે ઢોંગ કરી પોતાના માણસોને ઠપકો આપવા લાગ્યો અહમદખાન પાસે આવી, માફી માગી કહ્યું, "મને આ વાતની ખબર ન હતી. જો આપને તમાશો જોવાનો વિચાર હતો તો મને વાત કેમ ન કરી? તમને આમંત્રણ આપત અને જલસો જોવા દેત." પછી પોતાની પાલખી મંગાવી અહમદખાનને તેમા બેસાડી તેને ઘેર મોકલ્યો. બીજે દિવસે અહમદખાન રાત્રિના મારને લઈને મરી ગયો. આ વાતની સુલતાનને ખબર પડી. સુલતાન ઘણો ઉશ્કેરાઇ ગયો. અહમદખાનના સગાવહાલાંએ તેનું વેર લેવા સુલતાનને અરજ કરી સુલતાને ખાનગી રીતે તેમ કરવાનું કહ્યું. એક રાત્રે મલેક ગોપી સુલતાનના દરબાર-માંથી ઘેર જતો હતો, તેને રસ્તામા ઘેરી લઇ તેમણે કેટલાક જખમ કર્યા પણ તેમાનો એકે કારી ન નીવડયો

કિવામુલ્મુલ્કે સુલતાનને કહ્યું "ગોપી બ્રાહ્મણ છે અને તે રાજ્યનો ખેરખાહ છે. બદખાહ (બૂરું ઇચ્છનાર)ના જખમો તેને અસર કરશે નહિ." સુલતાને તે ઉપર લક્ષ્ય આપ્યું નહિ, પરતુ તેણે મનમા વિચાર્યું કે "જે સાપની પૂંછડી કપાઇ છે તેને જીવવા દેવો સલામત ભરેલું નથી" બીજે દિવસે ગોપીના ઘર ઉપર સુલતાને દરોડો મોકલી તારાજ કરવાનો હુકમ કર્યો. લોકોએ એક પલકમા તેમ કર્યું અને ગોપીના હાથ બાંધી સુલતાન આગળ તેને હાજર કર્યો. તેણે તેની કતલ કરવાનું ફરમાન કર્યું. ગોપીએ

પછી તેણે રજપૂતોને એ ભાષા શીખવા આગ્રહ કર્યો. તેઓએ પણ ના પાડી. આ જ પ્રમાણે વૈશ્ય લોકો પણ તૈયાર ન થયા. હિંદુઓમાં ફક્ત કાયસ્થ નીકળ્યા જેમણે સુલતાનના કહેવા પ્રમાણે ફારસી શીખવાનું શરૂ કર્યું અને ફારસીમાં નિપુણ થતાં સરકારી ઊંચા હોદ્દા ઉપર પહોંચ્યા. આ કહાણી કેટલી હદ પર્યંત સાચી છે તે વિશે તો કંઇ કહી શકાય નહિ. પરંતુ મોગલોના સમયમાં સરકારી નોકરીમાં કાયસ્થોનું પ્રમાણ વિશેષ હતું અને હિંદુ ફારસી લેખકોમાં પણ આ કોમના લોકોની બહુમતી હતી એ વાત તો નિર્વિવાદ છે.

બ્લોચમૅન—આઇને અકબરીનો અનુવાદક—આ બાબત ઉપર પોતાનો અભિપ્રાય વ્યકત કરતાં જણાવે છે કે "ફારસી ભાષા ઇસ્વી સોળમી સદી પર્યંત હિંદુઓની અમુક શાખાઓમાં ફેલાઇ ગઇ

---

વિનંતિપૂર્વક કહ્યું, "હું બ્રાહ્મણ છું હું ૨૪ હતો આપના પિતાશ્રીની મહેરબાનીથી આ દરજ્જે પહોંચ્યો છું જે મને સરકારમાંથી મળ્યું હતું તે બધું લૂંટાઇ ગયું એમાં બે ચીજ ઘણી જ કીમતી હતી જો તે લાવી આપની આગળ હાજર કરવામાં આવી હોત તો મને દિલગીરી ન થાત. એક ઘણી જ રૂપાળી ગુલામકન્યા જેનો ખૂબસૂરતીનો જોટો મળતો નથી અને કેટલાક ઘણા કીમતી જવાહિર જે બાદશાહી તિજોરી સિવાય બીજી કોઇ જગ્યાએ હાથ આવતા નથી"

સુલતાન એકનો બે થયો નહિ અને આખરે તેની કતલ કરવામાં આવી. (મિરાતે સિકંદરી, પૃ. ૧૮૧–૮૨)

આ બનાવની સાલ કોઈ પણ ઠેકાણે મળતી નથી, પરંતુ એ ઇ સ ૧૫૧૫ પહેલાનો બનાવ છે એમ ખાતરીથી કહી શકાય, કારણ કે ડુઆર્ટ બાર્બોસા (પોર્ચુગીઝ અમલદાર) જે એ સાલમાં ગુજરાતના શહેરોમાં ફર્યો હતો તે લખે છે કે "સુલતાનના હુકમથી ગોપીને હું આવ્યો તે પહેલાં મારી નાખવામાં આવ્યો હતો" (સ્ટડીઝ ઇન ધી હિસ્ટરી ઑફ ગુજરાત, કોમીસરિએટ પૃ. ૧૦૧.

ગોપી ન્યાતે નાગર બ્રાહ્મણ હતો. સાશભાઈ (દિવેટિયા) કુટુંબના વડીલોમાં એ થઇ ગયો.

હતી, પરંતુ ફક્ત બોલચાલ અને મામૂલી લખાણ પર્યંત મર્યાદિત હતી, કારણ કે અકબર ( ઈ. સ. ૧૫૫૬–૧૬૦૫ )ના સમય પહેલાં હિંદુઓમાંથી કોઈની પણ ફારસી કૃતિ મળતી નથી.[૧] ”

ગમે તેમ હોય પણ એમ જણાય છે કે સિંકદર લોદી પછી હિંદુઓના એક સમુદાયમાં ફારસી ભાષાની તાલીમની શરૂઆત થઈ હતી. શેરશાહ ( અવસાન ૯, સ. ૧૫૪૫ )ના સમયમાં એને વેગ મળ્યો હતો અને અકબરના સમય પર્યંત ચાલુ રહી હતી. આ જ કારણથી ઇ. સ. ૧૫૮૨ માં અકબરના મહેસૂલી પ્રધાન ટોડરમલે હિંદીને બદલે ફારસીને દફતરી ( સરકારી ) ભાષા ઠરાવી ( તે અગાઉ શેરશાહના જમાનામાં એક નકલ ફારસીમાં અને એક હિંદીમાં થતી. ) ત્યારે આ ફેરફાર બાબતમાં હિંદુઓમાં અણગમો કે ઉચાટ વિશેષ પ્રમાણમાં થયો નહિ.[૨] જો કે આમ થવાથી તેમને નુકસાન થતું હતું. આ ઉપરથી એમ જણાય છે કે હિંદુઓમાં એક એવો સમુદાય હતો જેણે આ ફેરફારનો લાભ ઉઠાવ્યો. તેમણે હિંદીને બદલે ફારસીમાં કામ કરવાનું શરૂ કર્યું. ટોડરમલ પોતે પણ ફારસી જાણતો હતો અને અકબરનો દરબારી થયો તે પહેલાં શેરશાહના દરબારમાં નોકરી કરતો હતો. તે તો અતિ ચતુર હતો તેથી તેણે ધાર્યું હશે કે ફારસીથી અજ્ઞાત રહી રાજ્યના કારોબારમાં સંપૂર્ણ રીતે ભાગ લેવો મુશ્કેલ છે.

ટોડરમલના ઘડેલા ફરમાન પછી હિંદુઓએ બહોળી સંખ્યામાં ફારસી શીખવાનું શરૂ કર્યું. તેનું કારણ આર્થિક હતું. તેઓની આંખ એ રીતે ખૂલી કે ‘ જ્યાંસુધી આપણે રાજ્યની સરકારી ભાષા શીખી ન લઈશું ત્યાંસુધી આપણને ઉચ્ચ હોદ્દાની નોકરી મળશે નહિ. ’ પરિણામે આપણે જોઈએ છીએ કે અઢારમી સદી ઇસ્વીના

---

૧ ઉમરાવે હુનૂદ, પૃ. ૨૩૫
તારીખે ઝકાઉલ્લાહ, ભા. ૨, પૃ. ૩૯૮; મઆસિર ૧૫૧૮

૨ કલકત્તા રિવ્યૂ, ૧૮૭૧, પૃ. ૩૨૧

અંત સુધીમાં કેટલાક હિંદુઓ મુસલમાનોને ટક્કર મારે એવું ફારસી જાણતા હતા.[1] આમ રાજા ટોડરમલ હિંદુઓમાં ફારસીનો રિવાજ દાખલ કરનારો આગેવાન હતો.

હિંદુઓમાં કાયસ્થોએ ફારસી ભાષાનો અભ્યાસ કરવાની પહેલ કરી હતી. મોગલ રાજ્યકર્તાઓને એમના તરફથી મહેસુલી ખાતામાં પૂરતી મદદ મળતી. એમની એ ખાતામાં કાબેલિયત વિશે કહેવાય છે કે ઇ. સ. ૧૬૭૧ ( હિ. સ. ૧૦૮૨ ) માં ઔરંગઝેબે એક ફરમાન બહાર પાડ્યું કે દીવાની ખાતામાં કામ કરતા તમામ હિંદુઓને બરતરફ કરવા અને તેમની જગ્યાએ દફતરો ( ઓફિસો ) માં મુસલમાનોની ભરતી કરવી.[2] અલ્લામા શિબ્લી[3] જણાવે છે કે આનું કારણ એ હતું કે લાંચખોરીમાં કાયસ્થો ટેવાઈ ગયા હતા. બાદશાહે આ બદી જડમૂળથી કાઢી નાખવા આ પગલું લીધું હતું. ગમે તેમ હોય એ ફરમાન નકામું ઠર્યું, કારણ કે એ સમય સુધીમાં હિંદુઓએ હિસાબખાતું, મુન્શીગીરી અને દીવાની ખાતામાં એટલી કાબેલિયત હાંસલ કરી હતી કે તેમના વગર ચાલ્યું નહિ; તેથી બાદશાહે પોતાના ફરમાન ઉપર ફરીથી વિચાર કરવો પડ્યો અને હુકમ કર્યો કે હવે પછી દીવાની ઓફિસના બક્ષી[4] અને પેશકારો[5]માં એક મુસલમાન અને એક હિંદુ નીમવો.[6]

### નાગરોની ફારસી ભાષા શીખવાની શરૂઆત

કાયસ્થોનો વડીલોપાર્જિત ધંધો કારકુનીનો ઉ. રાજાઓની મુન્શીગીરી એમને સોંપવામાં આવતી હતી. ઇ. સ. ૧૫૭૩-૧૫૮૪ના

---

૧ બ્લોચમેન-આઇને અકબરી, પૃ. ૩૫૨
૨ ખાફીખાન-ભા. ૨, પૃ. ૨૪૯
૩ આલમગીર પર એક નજર, પૃ. ૬૯
૪ એમના વિશે હવે પછી આવશે.
૫ એમના વિશે હવે પછી આવશે.
૬ ખાફીખાન-ભા. ૨, પૃ. ૨૪૯-૨૫૨

ગાળામા ગુજરાત મોગલ સલ્તનતમાં સમાઇ ગયો ત્યારે મુસલમાન વિજેતાઓ એમને સોળમી સદીના છેવટના ભાગમાં ગુજરાતમાં લાવ્યા હતા અકબરે સુરતને માટે ખાતી ગેઠવણ કરી હતી. શહેર તથા તેની આસપાસના પરગણાંની[1] વસુલાતનું કામ નવાબનાં માણસો નહિ પરંતુ મુત્સદ્દીઓ એટલે કે રાજ્યના અમલદારો કરતા, જેમને એ કામ સીધું દિલ્હીના દરબાર તરફથી સોંપવામાં આવતું હતુ. શહેરનો ગવર્નર કાયસ્થ હોય એમ લાગતું નથી પરંતુ અઠ્ઠાવીસી એટલે કે સુરતની આસપાસના અઠ્ઠાવીસ પરગણાંનું મહેસૂલ ઉઘરાવવાનું કામ કાયસ્થ મુત્સદ્દીઓને જ સોંપવામાં આવતું હતુ. ઈ. સ. ૧૮૬૮ પર્યંત અંગ્રેજ સરકારનાં ગામડાંઓમાં અને ઈ. સ ૧૮૯૫ પર્યંત વડોદરા અઠ્ઠાવીસી ગામડાંમાં હિસાબખાતામાં કામ કરનારા અર્થાત્ મજમૂદારો ઘણે ભાગે કાયસ્થ હતા.[2]

કાયસ્થોનું કામ જોઇ ગુજરાતના નાગરોએ પણ, તેમની જેમ એઓ સમય ઓળખી સાવધાન રહેનારા, ચતુર અને ચાલાક હોવાથી તેમને પગલે ચાલી ફારસી શીખવાનું શરૂ કર્યું એનું મુખ્ય કારણ એ લોકોને સત્તા અને હોદ્દાનો મોહ અગાઉથી જ રહેતો આવ્યો છે એ હતું. પરિણામે ફારસી રાજભાષા શીખી સરકારી નોકરીમાં તેઓ દાખલ થવા લાગ્યા. તેમની ચાતુરીથી ધીમે ધીમે તેઓએ સરકારી ખાતાંઓમાં ઊંચા હોદ્દા મેળવ્યા. પોતાનાં બાહુ તથા બુદ્ધિના બળ વડે ગુજરાત-સૌરાષ્ટ્રના વિવિધ રાજ્યોના દરબારોમાં પોતાનો પગ ચાલી શકયા હતા, એટલે સુધી કે રાજ્ય અને નાગર જ્ઞાતિ એક બીજાથી જુદાઇ ધરાવતાં હોય એવું કલ્પી પણ ન શકાય. સૌરાષ્ટ્રનો આજ પર્યંતનો ઇતિહાસ ખરેખર નાગર જ્ઞાતિનો જ ઇતિહાસ

૧ અસલ સુરતના નવાબના તાબામા આસપાસના ૨૮ પરગણાં હતા તે ઉપરથી તે અઠ્ઠાવીસનો સમૂહ 'અઠ્ઠાવીસી' એવા નામથી ઓળખાતો એમા પાછળથી વધારો થયા કરતો, તોપણ તે 'અઠ્ઠાવીસી' જ કહેવાતી

૨ મુંબઇ ગેઝેટિયર, વો ૯, ભા ૧, પૃ. ૬

છે. ભારતના લોખંડી પુરુષ સરદાર વલ્લભભાઈએ હિંદુસ્તાનરૂપી શેતરંજની બાજીમાં ખેલતા શાહો ઉપર મજબૂતાઈથી હાથ ફેરવી બાજીના દાવોનું નિકંદન કર્યું તે અગાઉ શેતરંજના શાહ જેવા સૌરાષ્ટ્રના રાજાઓનાં રાજ્યોની રચના અને અભિવૃદ્ધિ તથા તેમને તેમના સ્થાને મોજઆસર રાખવાની લગભગ તમામ પ્રવૃત્તિઓમાં નાગર યોદ્ધાઓ અને નાગર મંત્રીઓનો હાથ હતો. જૂનાગઢ અને સુરત વચ્ચે ઈ. સ. ૧૮૦૨ની સરખામણી કરીએ તો અંગ્રેજ સરકારનો લાભ નાગર રાજદ્વારી પુરુષોએ જ સાચવ્યો છે એમ કહી શકાય.

## નાગરોના હોદ્દા

ફારસી ભાષા શીખી, તેમાં પ્રવીણતા મેળવી તેઓ નોકરીમાં દાખલ થતા. કેટલાકની નોકરી વંશપરંપરાથી ચાલતી આવતી અને કેટલાક ધીમે ધીમે ઉન્નતિ કરતા દીવાનપદ સુધી પણ પહોંચી ગયા હતા. તેઓએ વકીલ, બક્ષી, દફતરદાર તેમજ પેશકારના હોદ્દા પ્રાપ્ત કર્યા તે પણ તેમના ફારસીના જ્ઞાનને લીધે જ.

દીવાન—એ મહેસૂલ ખાતાના વડા હોદ્દાનું નામ મોગલ રાજ્ય દરમ્યાન હતું. નાણાંખાતા ઉપરાંત બીજી બહોળી સત્તા દીવાનના હાથમાં હતી. શાહી હુકમથી એની નિમણૂક થતી. દેશી રાજ્યના દીવાનના હાથમાં કાંઈક ખાસ ખાતું રહેતું નહિ. એ સામાન્ય વડો ગણાતો. રાજા કે નવાબથી બીજે નંબરે એની સત્તા હતી.

દલપતરામ (અવસાન ઈ. સ. ૧૭૪૮)[1] જૂનાગઢના શેરખાન બહાદુર (ઈ સ ૧૭૪૮–૫૮) નો દીવાન હતો. જગન્નાથ ઝાલા નવાબ મહાબતખાન (ઈ, સ. ૧૭૫૮–૭૪) ને ત્યાં થોડો સમય દીવાનપદ ઉપર રહ્યો હતો. એનું ખૂન થયું હતું.[2]

---

૧ મિરાતે મુસ્તફાબાદ, પૃ. ૨૮૦
૨ મિરાતે મુસ્તફાબાદ, પૃ. ૨૮૩

અમરજી અસલ માંગરોળનો રહેવાસી હતો. ઈ. સ. ૧૭૬૪ની સાલમાં અઢાર વર્ષની વયે તે જુનાગઢ આવ્યો. ત્યાં એનો મેળાપ નવાબ મહાબતખાન સાથે થયો. વાઘેશ્વરીનો દરવાજો સર કરી આવે તો અમરજીને નોકરીમાં લેવાનું નવાબે વચન આપ્યું. તે સમયે નવાબે આરબોને ઉપરકોટમાં ઘેરી લીધા હતા. અમરજીએ વાઘેશ્વરી દરવાજો સર કરી આરબોને ઉપરકોટ ખાલી કરી જવાની ફરજ પાડી. નવાબે પોતાના વચનનું પાલન કર્યું. અમરજીએ દીવાન તરીકે ઘણું શુરાતન બતાવ્યું હતું. એણે સૌરાષ્ટ્રમાં દેશી સંસ્થાનો જોડે જુનાગઢના નવાબ તરફથી નિષ્કટકલાલપણે લાવવામાં કદી પાની પાની કરી ન હતી. દીવાન તરીકે રાજનીતિમાં ફતેહ મેળવી તેણે જુનાગઢ રાજ્યની પ્રતિષ્ઠા અને માન વધાર્યાં. આથી ઘણા અમરજીના કટ્ટા દુશ્મનો થયા હતા. તેમણે ખટપટ કરી ઇ. સ. ૧૭૮૪ ના માર્ચ માસમાં તેનું ખૂન કરાવ્યું. એના ભાઈ દુર્લભજી તથા દીકરા રઘુનાથજી તથા બીજા સગાઓ કેદ થયા. એક મહિના બાદ નવાબ અને અમરજી દીવાનના કુટુંબીઓ વચ્ચે સુલેહ થઇ અને પરિણામે કેદમાં પુરાયેલા તમામ સગાઓને છોડવામા આવ્યા.

અમરજી દીવાનને માટે કહેવાય છે કે ભીમ ખોજા નામનો કાછિયો, ગુલાબરાય મહેતા, પુરૂષોત્તમરાય, સુંદરલાલ ભગત, જગજીવન ઝીંઝાણી અને અન્ય નાગરોએ તેને તથા તેના ભાઇ દુર્લભજી અને ગોવિંદજીને કાવતરું કરી મહાબતખાનને ઊંધા પાટા ભેરવી સળિયાની પાછળ મોકલાવ્યા (વિક્રમ સંવત ૧૮૨૯[1]); પરંતુ પોતાની ભૂલ માલુમ પડતાં નવાબે ચુગલીખોરોને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "દીવાન અમરજી કે જેના જેવો રાજ્યદ્વારી પુરુષ કોઇ અહીં થયો નથી અને જેણે જુનાગઢના દરબારનો ડંકો સર્વ જગ્યાએ વગડાવ્યો છે તેને કોઇપણ ગુના સિવાય તેની જગ્યા ઉપરથી ખસેડી

---

[1] તારીખે સોરઠ, પૃ. ૧૫૫

મૂકવામાં આવ્યો છે. હવે તે જેતપુરમાં રહે છે. તેને ગોંડલના જાડેજા કુંભાજી, ભાવનગરના રાવળ વખતસિંહજી, જેતપુરના કાઠી ભોજા અને કાંથડ, પોરબંદરના રાણા સુલતાનજી, રાજપુરાના મેરોજી, રાજકોટના લાખાજી, કોટડાના હાથીજી, નવાનગરના જામ જસાજી, વાંકાનેરના બારાજી ઝાલા, મોરબીના વાઘજી, સાયલાના સેસાજી, ધાંગધ્રાના રાજગજસિંહજી, લીમડીના ઝાલા હરભમજી, મહુવાના જસા ખુમાણ, માંગરોળના શેખ મિયાં, ચોરવાડના રાયજાદા સિંહજી, કેશોદના કાંધાજી રાયજાદા, બાંટવાના મુખ્તારખાન અને આદિલખાન, રાણપુરના મુઝફ્ફરખાન અને ફત્તેહખાન, ભીનાના શેખ ફકીર, દેલવાડાના સૈયદ લતીફ, દીવબંદરના ફિરંગી લેવીસ ગુઝ, મુઝફ્ફરાબાદના સોઢી યાકૂબ, ભૂજના રાવસાહેબ ગોડજી, કચ્છના ફત્તેહમામદ, સુરતના નવાબ અને ખંભાતના મોમિનખાન તરફથી નિમંત્રણ મળ્યાં છે. તે સર્વેએ એના ઉપર કેટલાએ પત્રો અને પૈસા મોકલ્યા છે; જો કે મારે તેની જરૂર નથી, પરંતુ તેના વગર જૂનાગઢની સ્થિતિ બગડતી જાય છે, તેથી તમારે તેને બોલાવી લાવવો જોઈએ." આખરે ગુજરાતીઓ અમરજી દીવાન પાસે ગયા અને તેને બોલાવી લાવ્યા.[1]

કેદમાંથી છૂટયા પછી અમરજીના પુત્ર રઘુનાથજીને નવાબે દીવાન નીમ્યો. તેના બીજા પુત્ર-પ્રાગજી અને ગુજરાતીના એક સમર્થ લેખક અને કવિ રણછોડજીને પણ એ જ પદ ઉપર નીમવામાં આવ્યો. નવાબ હમિદખાન ઇ. સ. ૧૮૧૧ માં મરણ પામ્યો, અને તેનો પુત્ર બહાદુરખાન ગાદીએ આવ્યો. બીજે જ દિવસે રણછોડજીએ દીવાનગીરી છોડી દીધી, પરંતુ ઇ. સ. ૧૮૧૩ માં તે ફરીથી દીવાન

૧ આ બાબતમાં દીવાન અમરજીના પુત્ર દીવાન રણછોડજીએ પોતાના પિતાનું મહત્ત્વ બતાવવા માટે "તારીખે સોરઠ" નામના ફારસી ગ્રંથમાં ઇતિહાસમાં અતિશયોક્તિ ભરેલી રીતે વર્ણન કર્યું હોય એ સ્વાભાવિક છે, પરંતુ એ ઉપરાંત અમારી દ્રષ્ટિમર્યાદામાં અન્ય લેખકો અને જે છે

નિમાયો.[1]

ઈ. સ. ૧૮૦૬ માં રઘુનાથજી (અવસાન ઈ. સ. ૧૮૧૯) અને રણછોડજીની જગ્યાએ આપકરાડી મુત્સદ્દી અને ગુજરાતી ફારસીના કવિ વૈષ્ણવ શ્રીકમદાસ ભવાનીશંકરનો પુત્ર રેવાશંકર દીવાનપદ ભોગવતો હતો. એ હોદ્દા ઉપર તે ત્રણ–ચાર વરસ રહ્યો હતો.

સુત ગોકુળજી ઝાલા નામનો નાગર પણ જૂનાગઢમાં દીવાનગીરી કરતો હતો.

સુરતના નવાબ તેગબેગખાન (ઈ. સ ૧૭૨૬–૪૬) નો દીવાન મયારામ નાગર હતો. સત્તર વરસ દીવાનગીરી કરી ઈ. સ. ૧૭૫૬ માં તે ગુજરી ગયો.

મયારામના પુત્ર કિરપારામ મહેતાએ નવાબ હાફીઝુદ્દૌલાના સમયથી ઈ. સ. ૧૮૦૦ માં સુરતની હકૂમત અંગ્રેજ સરકારના હાથમાં ગઈ ત્યાંસુધીમાં જે નવાબો થયા તેમના દીવાન તરીકે કામ કર્યું હતું.

વકીલ:—એજન્ટ જે બીજી સલ્તનત કે હાથ નીચેની રિયાસતમાં રહેતો.

ઉપર દીવાન તરીકે જેનો ઉલ્લેખ આવી ગયો છે તે જગન્નાથ ઝાલા થોડો સમય જૂનાગઢના નવાબ શેરખાન બહાદુર (ઇ સ. ૧૭૪૮–૫૮) નો વકીલ હતો.

જવાંમર્દખાન બાબી બીજા (ઈ. સ. ૧૭૪૩–૫૨) ના સમયમાં નથમલ[2] અને લાલદાસ નામના બે નાગરો વકીલ તરીકે કામ કરતા હતા.

બક્ષી:—એ પગાર ખાતાનો અમલદાર. તમામ અમલદારોનાં પગારબિલ બક્ષીએ મંજૂર કરવાનાં રહેતાં.

---

૧ વડનગરા નાગરો, પૃ. ૧૬

૨: મિરાતે અહમદી-ભા. ૨, પૃ. ૪૪૦

મુગટરામ નામનો એક નાગર જૂનાગઢમાં બક્ષી તરીકે કામ કરતો હતો.

દફતરદાર:—એકાઉન્ટન્ટ જનરલ. દેશી રાજ્યની રેસિડેન્સીમાં બ્રિટિશરોએ આ નવી જગ્યા ઊભી કરી હોય એમ લાગે છે. દેશીઓ માટે તે દિવસોમાં બ્રિટિશ રાજ્યમાં એ ઊંચામાં ઊંચો હોદ્દો ગણાતો.

સારાભાઇ મહેતા વડોદરાના રેસિડેન્ટનો દફતરદાર હતો. તેનો ભાઈ છોટાભાઇ ઉર્ફે છોટમલાલ બ્રિટિશ રાજ્યના આરંભ દરમ્યાન સૌરાષ્ટ્રનો પ્રથમ દફતરદાર હતો. ખુશાલરાય નાગર ઇ. સ. ૧૭૮૨–વિ. સં. ૧૮૩૮ માં જૂનાગઢમાં એ હોદ્દા ઉપર હતો, તેમજ મધુરાય નામનો નાગર રઘુનાથજી દીવાનના જમાનામાં એ પદ શોભાવતો હતો.

પેશકાર:—મંત્રી (પેશ–આગળ; કાર–કામ, અર્થાત્ ઉપરી અમલદાર આગળ તૈયાર કરીને મૂકનાર). હરેક ઊંચા હોદ્દેદારનો પેશકાર રહેતો. ઘણીવાર તો ખાનગી મંત્રી પણ પેશકાર ગણાતો; [1] જો કે દીવાનની સીલથી પેશકારને સનદ મળતી

અમદાવાદના સૂબેદાર મોમિનખાનના સમયમાં મોહમ્મદખાન સરદારનો પેશકાર શંકરદાસ હતો[2] વળી ત્યાંના સૂબેદાર અલી-મોહમ્મદખાનના દીવાનનો પેશકાર નાયબંદાદાસ હતો.

મજલાલ અને ગુલાબરાય એક પછી બીજો એમ ખંભાતના મુત્સદ્દી [3] મોમિનખાનના પેશકાર તરીકે રહ્યા હતા.

---

૧ મિરાતે અહમદી–પરિશિષ્ટ, પૃ. ૧૭૪

૨ મિરાતે અહમદી–ભા. ૨, પૃ. ૧૪૫. અમદાવાદના એ સિનુભાઇ બેરોનેટના વડવાઓમાં લગભગ છઠ્ઠી સાતમી પેઢીએ થયો હતો. ઇ. સ. ૧૭૩૨–૩૫ માં એનો ઉલ્લેખ આવે છે

૩ મહેસૂલ ઉઘરાવવાનાં ખાતાનો અમલદાર. એના હાથ નીચે એના મદદનીશ અમલદારો કેટલાયે રહેતા.

જૂનાગઢના નવાબ બહાદુરખાનના દીવાન દલપતરામના પેશકાર તરીકે થોડો સમય જગન્નાથ ઝાલા કામ કરતો હતો. વળી અમરજી દીવાનનો પેશકાર મનોહરદાસ શ્રીકમદાસ (જેનો ઉલ્લેખ હવે પછી આવશે) અને રઘુનાથજી દીવાનનો ઉત્તમરામ હતો.

## નાગરોની કેટલીક નોંધયુક્ત અટકો

ગુજરાત અને સૌરાષ્ટ્રમાં ખાસ કરીને, અટકો એક કુટુંબને વફાદારીથી વળગી રહેતી હોય એમ બનતું નથી. થોડીક પેઢીઓ સુધી એક અટક ચાલુ રહે અને પછી કોઈ કારણને લઈને એ બદલાઈ જાય છે. સ્થળ બદલાવાને કારણે એક ગામમાંથી બીજા ગામમાં આવ્યા હોય તો જૂના ગામના નામથી ઓળખાતી અટક કેટલીક વાર પડે છે. ધન દૌલતની તુમાખીમાં અટકો બદલી નંખાય છે. મશ્કરી કે કટાક્ષમાં પાડેલાં નામો ઉપરથી પણ એમાં ફેરફાર થાય છે પરંતુ વિશેષ કરીને એકાદ વ્યક્તિ કંઈ અસાધારણ કાર્ય કરે તો આખું કુટુંબ નવા નામથી ઓળખાય છે, તેમજ ધંધા ઉપરથી કેટલીક અટકો પડી જાય છે. નાગરોની અટકોમાં મુસલમાનોના સંબંધમાં આવવાના કારણે ફારસી શબ્દો એક યા બીજા કારણને લઈને આવ્યા છે દૃષ્ટાંત માટે નીચે કેટલીક અટકો અને તે પડવાનાં કારણો આપવામાં આવ્યાં છેઃ—

સૈયદ—મુસલમાનોના પેગમ્બર મહમ્મદની પુત્રી ફાતિમાના વંશજો સૈયદ કહેવાય છે ગુજરાતમાં મુસલમાની અમલ દરમ્યાન ઓફિસ (દફતર) માં જેટલા માણસો કામ કરતા તે પોતાના ઉપરીની અટકે ઓળખાતા. આ રીતે 'કાઝી'ના હાથ નીચે કામ કરતા વકીલ, સિરસ્તેદાર, કારકુન વગેરે સર્વ કાઝીની અટકથી ઓળખાતા હતા અને 'સૈયદ'ના હાથ નીચે કામ કરનારા સૈયદની અટકથી આ પ્રમાણે "સૈયદ"ની અટક નાગરોમાં આવી હોય એમ લાગે છે. અત્યારે અમદાવાદમાં નાગરોના કેટલાક કુટુંબ આ અટક ધરાવે છે.

બક્ષી.—અગાઉ જણાવવામાં આવ્યું તેમ બક્ષી નામનો હોદ્દો મુસલમાન રાજ્ય દરમ્યાન હતો.

ફારસી જાણનારને જ આ નોકરી મળી શકતી ઘણા નાગરોએ બક્ષી તરીકે કામ કર્યું હતું. તેમનાં વંશપરંપરા કુટુંબોમાં આ અટક ચાલી આવી છે.

મુનશી.—આ શબ્દ સામાન્ય રીતે આજકાલ 'માસ્તર' કે શિક્ષકના અર્થમા વપરાય છે.

રાજાઓ તેમજ ઉમરાવો એક મંત્રી રાખતા જે 'મુન્શી' કહેવાતો. તેનું કામ પત્રવ્યવહાર કરવાનું હતું ફારસીમાં કાબેલિયત ધરાવનારો કોઈ પણ હિંદુ કે મુસલમાનને એ જગા મળી શકતી. ઘણા નાગરોએ એ જગ્યા ઉપર કામ કર્યું હતું. તેમના વંશજોમાં ઘણાએ એ અટક ચાલુ રાખી છે. મુન્શીગીરીના ધંધા વિશેની વિગતવાર હકીકત હવે પછી આપશું.

દીવાન.—નાગરોમાં જે કોઈ કુટુંબમાં એકાદ વ્યક્તિએ આ હોદ્દો ભોગવ્યો હશે તે ઉપરથી તે તે કુટુંબમાં આ અટક ચાલી આવી છે.

કોઈ કુટુંબની અટકમાં 'દીવાન' શબ્દને છેડે 'જી' ઉમેરી 'દીવાનજી' કરી ફેર કર્યો છે. નાગરોમાં 'દીવાન' તેમજ 'દીવાનજી' અટકો ધરાવનારાં કુટુંબો અદ્યાપિ છે.

બાદશાહ.—કોઈ કુટુંબનો એકાદ માણસ બાદશાહની ખાનગી નોકરીમાં હોય અને તે ઉપરથી એ અટક પડી હોય એમ લાગે છે આળસુ માણસને ગુજરાતીમાં કટાક્ષ અને મશ્કરીમાં 'આળસુ બાદશાહ' કહે છે, એટલે પણ ઉપનામ પડ્યું હોય અને પછી અટક થઈ હોય એ સંભવિત છે. વળી પોતાની સ્થિતિ કરતાં વિશેષ ઠાઠથી રહેનારને લોકો 'બાદશાહ' કહેતા હોય અને તે પછી તે કુટુંબમાં એ અટક

ચાલી આવી હોય એ પણ સંભવિત છે. સુરત જિલ્લામાં રહેતા અનાવિલ જ્ઞાતિના લોકોને કટાક્ષમાં "અનાવિલ આદશાહ" કહેવામાં આવે છે તેનું કારણ પણ આ બેમાંનું એક હશે. અમદાવાદમાં સારોદરા નાગરનું એક કુટુંબ એ અટક ધરાવે છે એમ મારી જાણમાં છે; પરંતુ તે કુટુંબની એ અટક ક્યારથી પડી છે એ નક્કીપણે કહી શકાતું નથી.

મજમૂદારઃ—દીવાની (મહેસૂલી) હિસાબખાતાનો અમલદાર, જેને "રેકર્ડ ઑફિસર" અંગ્રેજીમાં કહી શકાય. આ અટક નાગરોમાં છે. એનું કારણ પણ ઉપર જણાવવામાં આવ્યાં તેમાંનું જ એક છે. કાયસ્થોમાં પણ એ અટક મળે છે.

વકીલ—કોઈ નાગર કુટુંબમાં પુરાણા જમાનાથી વકીલ અટક જો ચાલતી આવતી હોય તો 'વકીલ'ના ઉપર જણાવેલા હોદ્દાને લીધે છે, પરંતુ અદાલતમાં વકીલાત કરતી કુટુંબની એકાદ વ્યક્તિના ધંધા ઉપરથી તેના પુત્રોએ થોડા સમય અગાઉ જ અપનાવેલી પણ એ અટક છે.

હજરતઃ— પવિત્ર પુરુષ માટે મુસલમાનોમાં માનવાચક શબ્દ છે. એ અટક પણ નાગરોમાં ચાલુ છે. 'નાગર ઉદય' નામના ચોપાનિયા (પુ ૨. સંવત ૧૯૭૭, અંક ૩ ) માં નાગર કોમમાં તે સાલમાં મેટ્રિક પાસ થયેલા વિદ્યાર્થીઓનાં નામોમાં હિંમતરાય[1] નામતરાય[2] ની અટક 'હજરત' છે.

## નાગરોની ફારસી ભાષા પાછળની ઘેલછા

નાગરો ફારસી પાછળ એટલા બધા લટ્ટુ હતા કે કેટલાકે પોતાનાં નામોને પણ ફારસીનો ઓપ આપ્યો હતો. સુરતના મુત્સદ્દી-

૧ ફારસીનો ઓપ એ નામમાં છે. 'હિમ્મત' ફારસી શબ્દ છે.

૨ ફારસીનો ઓપ એ નામમાં છે. 'નામત' એ નેમત ઉપરથી છે જેનો અર્થ 'મહેરબાની' થાય છે.

ઓમાં ઓછા કહેવાવતા રાયજી[1] કુટુંબના કેટલાક ગૃહસ્થોએ પોતાનાં અસલ નામો ફારસીમય કરી મિજલસરાય[2] (સાચો ઉચ્ચાર મજલિસ-રાય હોવો જોઈએ,) સાહેબરાય વગેરે રાખ્યાં હતાં એ ઉપરાંત નાગરોમાં આવા પ્રકારનાં ખુશાલરાય, દોલતરાય, ગુલાબરાય, હિમ્મતરાય, નામતરાય, ગુલાબીરાય, હકૂમતરાય, બાજીભાઈ, ચમનલાલ અને તે ઉપરથી બગડેલું રૂપ ચિમનલાલ વગેરે પણ આવે છે.

મજકૂર સાહેબરાય વિશે એમ કહેવાય છે કે તે પોતાની સંધ્યા પણ ફારસી ભાષામાં કરતા હતા તેનો સ્વભાવ અતિ ક્રોધી હતો. વાતવાતમાં તેનો પિત્તો ખસી જતો. તેથી ગુજરાતીમાં ફરેવી સીધી વાત કહાય તેને આડી પડી જાય એમ સમજી તેમનો શાગ સુબ્ધાન તેમની સાથે ફારસીમાં કરતો કરતો વિકૃત થઈ વાત કરતો.

વળી સુરતના જાણીના દીવાનજી કુટુંબના એક વડવા મીડારામે ત્ર્યંબક (નાશિક નજીક) ગોરના ચોપડામાં પોતાનાં નામઠામ ફારસીમાં લખી આપ્યા હતાં.

રાવસાહેબ આર. જે. દેસાઈ (હાલોલ)[5] જણાવે છે કે "મારા દાદા બાજીભાઈ કહેતા કે આપણી સંધ્યા તેઓ ફારસીમાંથી વાંચીને શીખ્યા હતા."

ચૈતબાજી—બુદ્ધિ અને સાહિત્યના વિલાસરૂપ એ એક સુવિખ્યાત રમત ખાસ કરીને છોકરાઓની છે; 'બૈત' એટલે 'કુપાઈ',

---

૧ સુરતના નાગરોનું એક કુટુંબ છે (વડનગરા નાગરો પૃ ૧) એ કુટુંબ સાડી ત્રણસો ચારસો વરસથી સુરતમાં છે (વડનગરા નાગરો પૃ ૯)

૨ અકબર હિંદી કવિતા રચતો હતો તેમાં તેણે હિંદુ તરફ વલણ રાખતું તખલ્લુસ 'અકબર રાય' રાખ્યું હતું. (વિન્સેન્ટ સ્મિથ-અકબર પૃ ૪૨૧)

૩ 'નેમત' ઉપરથી 'નામત' છે એનો અર્થ 'મહેરબાની થાય છે

૪ જીવનચરિત્ર, નર્મદાશંકર પૃ. ૪૯

૫. એમનું તા. ૧૨ મી ઓગસ્ટ ૧૯૫૦ને દિને અવસાન થયું.

'બાઝી' એટલે 'રમ' ( આશાર્થ રૂપ ) અને ભાવવાચક નામ બનાવવા માટે છેડે 'ઇ' ઉમેરવામાં આવ્યો છે; અર્થાત્ "બૈત" સાથે રમવું તે. ખેલનારાઓમાંનો એક કોઈ એક બૈતથી શરૂઆત કરે છે અને બીજા પાસેથી પોતે બોલેલી બૈતના અન્ત્ય વર્ણથી શરૂ થતી બૈત માગે છે. જે ખેલનાર જવાબમાં બૈત બોલી શકતો નથી તે હારી ગયેલો ગણાય છે.

બૈતબાઝીનો પ્રચાર ઉત્તર હિંદુસ્તાનમાં ઘણો હતો. છોકરાઓ નાનાં મોટાં શહેરોમાં બૈતબાઝી ખેલવા જમા થતા. તેમાં તેઓ અતિ રસ લેતા. નાચતા કૂદતા "चलो, आज बैतबाजी है।" કહેતા મુકરર જગ્યાએ ભેગા થઈ જતા. અમુક સંખ્યાની બે હાર સામસામી ખેલનારાઓની ગોઠવાઈ જતી અને નીચેની બૈતથી રમત શરૂ થતી;—

"હસ્ત કિલીદે દરે ગંજે હકીમ,
બકઝ્બે બિસ્મિલ્લાહિર્ રહ્માનિર્ રહીમ."

[ હકીમ (ખુદા)ના ખજાનાના દરવાજાની ચાવી,
'બિસ્મિલ્લાહિર્ રહમાનિર્ રહીમ' ( દયાળુ અને કૃપાળુ અલ્લાહના નામથી શરૂ કરું છું ) ની મહેરબાનીમાં છે. ] કહેવાનો ભાવાર્થ એ કે ખુદાની મહેરબાનીથી શરૂ કરીએ છીએ.

તે પછી બાંય ચઢાવી, હાથ ઉછાળી પોતપોતાના લહજા અને લટકામાં સામસામી શે'રો લલકારવાનું શરૂ થતું. ખેલનારાઓમાંનો એક કવિતાની એક બૈત બોલતો અને ત્યારપછી બીજો એ બૈતના અન્ત્ય વર્ણથી શરૂ થતી બીજી બૈત બોલતો. એમ ને એમ ચાલતી કાવ્યશૃંખલાને હીંડોળે ઝૂલતાં રસિક હૃદયોમાં અત્યંત ઉત્સાહ જામતો[1].

૧ અત્યારે ગુજરાતમાં છોકરીઓ 'અતકડી' નામની રમત રમે છે તે પણ એ જ કે એવી જ છે. કેટલેક ઠેકાણે નીચેની લીટીથી શરૂઆત કરવામાં આવે છે:—

'વાજાં' વાગે, ઢોલ વાગે, શરણાઈ વાગે સહી,
એને અતકડી રમવી હોય તો ગરબડ કરશો નહીં.'

જેવી જ કોઈની ભૂલ થતી કે તરત દ્રષ્ટા ( અમ્પાયર ) પોકારી ઊઠતો 'અલકત્ત' અર્થાત્ 'થોભો' ( 'કત્ત' નો અરબીમાં અર્થ 'ભૂલ' થાય છે, તે ઉપરથી 'અલકત્ત' શબ્દ બનાવી લેવામાં આવ્યો છે ). વળી કોઈ બેલનારો ખોટી શે'ર ગાતો અથવા તો પૂરી શે'ર તેને યાદ ન આવતાં વચ્ચે અટકી જતો તો બીજા પક્ષવાળાનો દ્રષ્ટા કહી દેતો 'અલકત્ત'. ને પછી તેની શે'ર લેવાતી નહિ.

આવી રીતે બૈતબાઝીમાં અતિ રંગ જામતો. ઘણા છોકરાઓ બોલવા એકઠા થતા. સારા ખેલાડીને પોતાના પક્ષમાં ખેંચવા ચાલબાજી પણ થતી.

આ રમત છોકરાઓમાં જ રમાતી અને એમાં મહાન પાવરધા ખેલાડીઓ ઉમરે પુરાતાં મુશાયરા ( કવિ-સંમેલન ) તરફ વળતા. બૈતબાઝીએ ભાષાની તથા રચનાની ખીલવણીને લઈને તે જમાના ઉપર એક જાતની ઊંડી અસર કરી હતી.

આ રમતનો નાગરોને પણ ચસકો લાગ્યો હતો. સુરતના કાયસ્થોને પણ એમાં ઘણો જ રસ હતો. નાગર તેમજ કાયસ્થ જ્ઞાતિના ગહરથી જ્ઞાતિભોજન દરમ્યાન પણ એ રમતા. એ ઉપરથી સૂચન થાય છે કે જ્ઞાતિભોજનમાં પણ બૈતબાઝી ફારસી ભાષામાં રમી શકે એટલી સંખ્યામાં બેલનારાઓ મળી રહેતા. એ જ્ઞાતિ ઉપર ફારસી ભાષાની કેટલી ઊંડી અસર હતી તે આ ઉપરથી જણાય છે.

લખનૌ તથા દિલ્હી વગેરે જગાએ મુશાયરા ( કવિ-સંમેલન ) થતા તેમ સુરતમાં પણ નાગરો અને કાયસ્થો એક ઠેકાણે મળતા અને પોતપોતાનાં બનાવેલાં કાવ્યો ( ખાસ કરીને કસીદા-પ્રશંસા-કાવ્યો ) સંભળાવતા.

## નાગરોનો ફારસી સાહિત્યમાં ફાળો

સારા મોગલ સમય દરમ્યાન ફારસી સાહિત્યમાં રસ, ફારસી શે'રની રચના અને ફારસી ભાષામાં ઇતિહાસ લખવાની કામેલિયત

વિદ્વત્તાનાં લક્ષણો ગણાતાં; તેથી ઘણા નાગરોએ પણ પ્રવીણતા મેળવી ફારસી સાહિત્યમાં પોતાનો અમૂલ્ય ફાળો આપ્યો.

બ્રિટિશ રાજ્યના સત્તારોપણ પછી ફારસીને બદલે રાજ્યકર્તાઓની અંગ્રેજી ભાષાને દફતરી ભાષા તેમજ અદાલતની ભાષા બનાવવાનો નિર્ણય લેવાયો. તેમ છતાં જેમનામાં યોગ્ય કાબેલિયત હતી અને જેમની પાસે પૂરતો સમય હતો તેઓએ તો કુદરતી રીતે જ એ જ ભાષામાં લખવાનું ચાલુ રાખ્યું અને તેઓ પોતાના બાપદાદાઓએ અનુસરેલા રસ્તાએ વિચર્યા. તેમની કલમે ગદ્ય કે પદ્યમાંથી એકનો જ ઈજારો રાખ્યો હતો એવું ન હતું; તેઓ બંને લખી શકતા હતા.

તે પછી જેમ જેમ અંગ્રેજોની સત્તા વધારે થતી ગઈ તેમ તેમ મુસલમાની અમલનો હ્રાસ થતો ગયો. તેને પરિણામે અમલદારો, મુત્સદ્દીઓ અને શિષ્ટવર્ગની જે (ફારસી) ભાષા હતી તેનો ઉપયોગ કમ થતો ગયો અને નવા રાજ્યકર્તાની ભાષા અંગ્રેજીની શક્તિ વિશેષ થતી ગઈ.

ઉપર જણાવેલા સમય દરમ્યાન ગુજરાતના નાગરોએ લખેલાં ફારસી પુસ્તકો—કાવ્યો, શેરો, ઇતિહાસો, રેકર્ડકાગળો મળતાં રહે છે. જે કંઈ સામગ્રી સંશોધન કર્યા બાદ મળી છે તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેથી આ ઇતિહાસ સંપૂર્ણ હોવાનો બિલકુલ દાવો નથી. સમય જતાં સંશોધન થતું રહેશે તો એ વિષય ઉપર વધારે ને વધારે પ્રકાશ પડતો રહેશે. નીચે કેટલાક વિદ્વાનો અને તેની કૃતિઓ વિશે માહિતી છે, જે કાળક્રમાનુસાર ગોઠવવું મુશ્કેલ છે; તેમ છતાં જે ક્રમ છે તે બને તેટલો પદ્ધતિસરનો કરવામાં આવ્યો છે.

જગજીવનદાસઃ—એના પિતાનું નામ માધવદાસ હતું. તેણે ગુજરાતના નાયબ સૂબેદાર મોહમ્મદ બેગ ખાનના મીર મુન્શી[1] તરીકે

[1] મીર મુન્શીના હાથ નીચે તમામ ખાતાના મુન્શીઓ કામ કરતા.

પ્રથમ કામ કર્યું હતું.[૧] ત્યારપછી ગુજરાતના વકાયેનિવીસ[૨] તરીકે તેની નિમણૂક થઈ હતી.

તેણે મુન્તખબુત્ તવારીખ નામનો ઇતિહાસ લખ્યો હતો. કર્તા તેના દીબાચામાં જણાવે છે કે એ મેં હિ. સ. ૧૧૨૦ (ઈ. સ. ૧૭૦૮)માં મોહમ્મદ મોઅઝ્ઝમ શાહ બહાદુર પાદશાહ (અવસાન ઈ. સ. ૧૭૧૨)ના રાજ્ય દરમ્યાન લખ્યો છે. વિશેષમાં તે જણાવે છે કે હિંદુસ્તાનના રાજ્યકર્તાઓના તમામ વંશોના એક સંક્ષિપ્ત ઇતિહાસની જરૂરિયાત માલૂમ પડતાં ઇતિહાસ લખવા હું પ્રેરાયો છું. હિ. સ. ૧૧૦૫ (ઈ. સ. ૧૬૯૩)માં શાહી નોકરીમાં જોડાયા પછી મેં બનતા બનાવોની નોંધ રાખવા માંડી હતી.

હિ. સ. ૧૧૧૯ (ઈ. સ. ૧૭૦૭)માં બહાદુરશાહની હજૂરમાં લાહોરમાં એને દાખલ થવાની તક મળી હતી. તેણે એને ખિલાત[૩] પણ અર્પણ કર્યો હતો.

આ ઇતિહાસમાં બહાદુરશાહના પ્રકરણ સિવાયનો ભાગ કેટલાક ફેરફારો સાથે રાય બિન્દ્રાવનના લુબ્બુત તવારીખનો ઉતારો હોય એમ લાગે છે.[૪]

---

૧ રીવ-ભા ૧, પૃ ૨૩૧ બ 'અહબિયાતે ફારસીમેં હિંદુઓંકા હિસ્સા'માં આપેલું નામ મનોહરદાસ છે. પૃ ૫૮

૨ અર્થાત્ ખબરપત્રી સૂબેદાર દરબાર ભરતો ત્યારે એ હાજર રહેતો. બનાવોની નોંધ લઈ લેતો. પાદશાહ ઉપર મોકલ્યા પહેલાં અહેવાલ સૂબેદારને બતાવવામાં આવતો. રણમેદાનનો અહેવાલ સિપાહસાલારને બતાવવામાં આવતો. દર અઠવાડિયે એ પાદશાહ ઉપર મોકલતો.

૩ માનનીય પોશાક

૪ મુન્તખબુત્ તવારીખની એક નકલ ભરૂચના કાઝી નૂરૂદ્દીન સાહેબના સંગ્રહમાં પણ છે. દી. બ. કૃ. મો ઝવેરીના 'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો' પૃ. ૧૩

તેણે ઘણાં ખતો પણ ફારસીમાં લખ્યાં હતાં. કોઈ મુકુંદરાયની માતુશ્રીના મરણ સમયે તેણે જે દિલાસાનો પત્ર લખ્યો હતો તે તેણે કુતિયાણાથી ઈ. સ. ૧૭૧૪-૧૭ (હિ. સ. ૧૧૨૬-૨૭)માં લખ્યો હતો. એ ખત ગુજરાત વિદ્યાસભાની લાઈબ્રેરીના એક ખતસંગ્રહમાં છે.

ઈશ્વરદાસ:—પ્રજાના હિતનું રક્ષણ કરવા ખાતર રાજાની અવકૃપા વહોરી લેનારા અધિકારીઓ દરેક સમયમાં અને દરેક શાસનતંત્રમાં ઉત્પન્ન થયા વિના રહ્યા નથી. પરંતુ જ્યારે રાજા અને પ્રજા ઉભયનું સમાન હિત સાધી ઉભયની સમાન પ્રીતિ સંપાદન કરનારા રાજ્યાધિકારીઓનાં દૃષ્ટાંતો મળી આવવાં દુર્લભ છે, ત્યારે રાજા અને તેના કટ્ટા શત્રુ—ઉભયનો સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનારા અધિકારીઓનાં દૃષ્ટાંતો તો સુદુર્લભ જ હોય, એમાં કંઈ આશ્ચર્ય નથી. છતાં નાગર અધિકારીઓના સંબંધમાં તેવાં દૃષ્ટાંતો મળી આવે છે, ત્યારે નાગરત્વનું જાણે તે એક વિશિષ્ટ લક્ષણ હોય નહીં એમ પ્રતીત થયા વિના રહેતું નથી. એક તરફ ઔરંગઝેબ જેવો પ્રચંડ મનસ્વી અને વહેમી બાદશાહ અને બીજી તરફ તેનો કટ્ટો શત્રુ પ્રતાપ ગણાતો જેવો વીરાત્મા દુર્ગાદાસ રાઠોડ એ ઉભયનો, બાદશાહનો નોકર હોવા છતાં, સમાન વિશ્વાસ અને સમાન પ્રેમ સંપાદન કરનાર, એ બંને હાડવૈરીઓનું વેર પિગળાવી નાખી મૈત્રીના રૂપમાં પલટાવનાર પાટણના નાગર ગૃહસ્થ ઈશ્વરદાસનો ઇતિહાસમાં જે દાખલો નોંધાયો છે તેવો બીજો દાખલો ક્વચિત જ મળી શકશે.[1] ઈશ્વરદાસે દુર્ગાદાસ રાઠોડની પાદશાહ સાથે ઇ. સ. ૧૬૯૪માં સુલેહ કરાવી હતી. તેની સેવાથી પ્રસન્ન થઈને પાદશાહે તેને ૨૫૦ સવારોનો મનસબ[2] અને મીરઠની જાગીર આપી હતી વળી ઔરંગઝેબે જોધપુર ખાલસા કર્યા પછી ઈશ્વરદાસને તે પ્રગણાનો મુત્સદ્દી અધિકારી નીમ્યો હતો.

---

૧ મોડર્ન રિવ્યુ—ઑગસ્ટ ૧૯૧૫, પૃ. ૧૬૩-૬

૨ ફુતૂહાતે આલમગીરીનો દીબાચો

એમ કહેવાય છે કે દુર્ગાદાસ રાઠોડ અને ઔરંગઝેબના શાહજાદા મોહમ્મદ અકબરની રાજકુમારી સફિયતુન્નિસા તથા તેના ભાઇ બુલંદ અખ્તર ઔરંગઝેબને શરણે ગયાં તે વખતે સફિયતુન્નિસાને ઈશ્વરદાસ રાજદરબારમાં લઇ ગયો હતો.

ઈશ્વરદાસે ઔરંગઝેબના સમયનો એક ઇતિહાસનો ગ્રંથ 'ફુતૂહાતે આલમગીરી' (ઔરંગઝેબની જીતો) નામનો ફારસીમાં ઇ. સ. ૧૭૩૧ માં લખ્યો હતો. એનો ઉલ્લેખ 'રીવ'ના[1] કેટલોગમાં પણ છે.

ઇતિહાસના દીબાચામાં કર્તા લખે છે કે યુવાનીથી ત્રીસ વરસની ઉંમર પર્યંત કાઝી શેખુલઇસ્લામના[2] હાથ નીચે નોકરી કરતો રહ્યો. તે દરમ્યાન પ્રતિષ્ઠિત વ્યક્તિઓના સંબંધમાં આવી ઘણા બનાવોની માહિતી મેળવી અને ઘણા બનાવોમાં હાજર રહેવાની તક સાંપડી. આ પુસ્તકનાં સાત પ્રકરણ પાડવામાં આવ્યાં છે જેને માટે સવાનિહ (બનાવો) શબ્દ ફારસીમાં વાપર્યો છે. એમાં કર્તાનું નામ ઘણી વાર 'ઇસરદાસ' લખવામાં આવ્યું છે. ડૉ. જે. બર્ડે ગુજરાતના ઇતિહાસમાં પૃ. ૮૯ ઉપર 'શ્રીદાસ, ગુજરાતનો નાગર' એમ લખ્યું છે. ઇતિહાસના પ્રખર વિદ્વાન જદુનાથ સરકારને બ્રિટિશ મ્યુઝિયમ થી ઔરંગઝેબનો ઇતિહાસ લખતી વખતે ફુતૂહાતે આલમગીરીની નકલ મળી હતી. ઔરંગઝેબ અને રજપૂતો વચ્ચેના બનાવોનો ઇતિહાસ લખવા માટે તેણે તેના ઉપર વિશેષ આધાર રાખ્યો છે. ફુતૂહાતે

1 ભા. ૧ પૃ ૨૬૯ અ.

2 એ કાઝી અબ્દુલ વહ્હાબનો પુત્ર હતો. એની નિમણૂક એના પિતાની જગ્યાએ ઈ. સ. ૧૬૭૫ માં લશ્કરના કાઝી (કાઝીએ લશ્કર) તરીકે થઇ હતી. તે ઈ. સ. ૧૬૮૨માં નિવૃત્ત થયા અને ઈ. સ. ૧૬૯૦માં મક્કા જવાની પરવાનગી મેળવી પાછા ફર્યા પછી તેમણે અમદાવાદમાં નિવૃત્ત જીવન ગાળ્યું અને ઈ. સ. ૧૬૯૩મા તેનું અવસાન થયું (મઆસિરે આલમગીરી પૃ. ૧૪૭, ૨૩૯, ૨૫૧, ૩૬૪)

આલમગીરીમાં ઔરંગઝેબના રાજ્યની શરૂઆતથી ઈ. સ. ૧૬૯૫ પર્યંતનો ઈતિહાસ છે.

જોધપુરવાળા જસવંતસિંહના મૃત્યુ પછી બાદશાહ સાથે ઊભા થયેલા રજપૂતોના ઝગડાનો હેવાલ, જે મનુચીએ[1] લખ્યો છે તે કલ્પિત છે; પણ ઈશ્વરદાસે તે સારી રીતે લખ્યો છે.

એણે આ અત્યુત્તમ ઈતિહાસ વૃદ્ધાવસ્થા દરમ્યાન નિવૃત્ત જીવન ગુજારતી વખતે લખ્યો હતો અને છોતેર વરસની ઉમરે પૂરો કર્યો હતો.

દલપતરાયઃ—એ અમદાવાદનો વતની હતો. એણે ફારસીમાં મલાહતે મકાલ (વાતચીતની લહેજત) નામનું એક પુસ્તક લખ્યું હતું. એ ઐતિહાસિક વાતોનો સંગ્રહ છે. એ એણે સત્તાવન વરસની વયે લખ્યો હતો. પુસ્તકના અંતમાં એ જણાવે છે કે એનો બાપ ગુલાબ-રાય, મુત્સદ્દીનો હોદ્દો અમદાવાદમાં ભોગવતો હતો ત્યારે એનો જન્મ થયો હતો. એણે અરબી ફારસી સંસ્કૃત પ્રાકૃત અને ભાષામાં પ્રવીણતા હાસિલ કરી હતી. મહારાજાના ફરમાનથી જોધપુરમાં એણે

---

૧ ઈટાલીના વેનિસનો રહેનાર નિકોલો મનુચી તેના પોતાના કહેવા પ્રમાણે ૧૫–૧૬ વરસની ઉમરે હિંદમાં આવ્યો હતો ઇ. સ. ૧૬૫૩ માં તેણે પોતાનો દેશ છોડયો હતો. થોડી મુદત બીજે રહી જ્યારથી હિંદમાં આવ્યો ત્યારથી આધળો થઇ ઇ. સ. ૧૭૧૭માં ઘણો દુઃખી થઈ પોંડીચેરીમાં મરી ગયો ત્યાં સુધી હિંદમાં જ રહ્યો. યુરોપિયન લોકોમાં ઔરંગઝેબ વિશે સૌથી વધારે લખનાર આ જ છે. એણે ઔરંગઝેબનો લગભગ શરૂઆતથી છેવટ સુધીનો ઇતિહાસ લખ્યો છે. (મિરાતે આલમગીરી—મર્હુમ શેખ ગુલામ મોહમ્મદ આબિદમિયા સાહેબ પૃ. ૧૦૧, ઈ. સ. ૧૯૧૯)

આટલી ઉમરમાં આવી તેના પોતાના કહ્યા મુજબ તેણે હિંદમાં ડોકટરી ચલાવી, તે ભૂત કાઢવાનો હુન્નર, જાદુ, મંત્ર તથા ભવિષ્યવાણી જાણતો તથા કેટલીક ભાષાનું જ્ઞાન ધરાવતો હતો. (મિરાતે આલમગીરી પૃ. ૮૮) એ બધું કોની પાસે કેવી રીતે શીખ્યો તે કંઈ સમજાતું નથી. એના પુસ્તકનું નામ "સ્ટોરિયો ડી મોગર" છે. એનો તરજૂમો ચાર મોટા પુસ્તકોમાં મહાન વિદ્વાન વિલિયમ ઇર્વિને અંગ્રેજીમાં કર્યો છે.

એ પુસ્તકની શરૂઆત કરી હતી અને રાજાના અવસાન પછી હિ. સ. ૧૧૮૧ (ઈ. સ. ૧૭૬૭)માં પોતાના પુત્ર સંપતરાય માટે એ પૂરું કર્યું હતું. એણે અઢાર વરસ ઉદેપુરના મહારાજા જગતસિંગ (ઈ. સ. ૧૭૩૪–૫૨)[1]ના રાજ્યમાં નોકરી કરી હતી એમ જણાય છે.[2] તેને માટે એણે 'દીવાને હાફિઝ' (હાફિઝનો ગઝલ ગ્રંથ) નો અનુવાદ કર્યો હતો.

મુન્શી સદાશંકર:–ફારસી ઉપર તેનો સારો કાબૂ હતો. ફારસી સારી રીતે લખતો હતો. તેથી તેના નામની સાથે "મુન્શી", શબ્દ જોડાયો છે. ગદ્ય ઉપરાંત પદ્યનો પણ એને ઘણો જ શોખ હતો. એની કેટલીક નઝમો છે, જેમાં કસીદા (પ્રશંસા કાવ્યો), રુબાઈ અને તારીખી (ઐતિહાસિક) નઝમો પણ છે. એક વખત એ બેકાર હતો ત્યારે નોકરીની શોધમાં રણછોડદાસ નામના ગૃહસ્થને ત્યાં ગયો, જે ઘણો ઊંચો હોદ્દો ભોગવતો હતો. તેના વિષે તેણે એક પ્રશંસા કાવ્ય લખ્યું છે તેમાં ફારસી શાયરોની રીત પ્રમાણે કહ્યું છે કે "હું પહેલાં વસ્તુમગામ પાસે ગયો. ત્યારપછી રાવ કૃષ્ણરાવ પાસે ગયો. પરંતુ મારું કંઈ કામ થયું નહી, તેથી હું તમારી પાસે આવ્યો છું." તે કહે છે:

"બ આર્ઝૂએ નોકરીએ શાહે હિંદવાં, [3]
આઝ બહરે ઝર્ફ આમદે અમ બર લબે કિનાર"

(હિંદુઓના પાદશાહની નોકરીની ઇચ્છાથી ઊંડા દરિયામાંથી કિનારાની નજીક આવ્યો છું.)

---

૧ ગેઝ–રાજસ્થાન પૃ. ૪૮૨, ભા. ૧

૨ રીવ ગ્રો ૨, ૧૦૦૫ બ

૩ ડી બ. ક મી. ઝવેરી ફારસી ગ્રંથો પૃ ૫૮

પોતાની ન્યાત નાગર છે એમ તે નીચે પ્રમાણે જણાવે છે:

"લબ બસ્તા અમ મુસાફિરમ કોમે નાગરમ"

(મેં મારી જીભ બંધ (કાબૂમાં) રાખી છે. હું મુસાફર છું અને ન્યાતે નાગર છું.)

કોઈ છોકરાના જન્મની સાલ વિશે તે લખે છે:

"નવબાહરે બોસ્તાને આમાલ શુગુફત."

[આશાઓના બાગના નવા છોડે (પુત્રે) કહ્યું.]

આ ઉપરથી અબજદ પદ્ધતિ પ્રમાણે હિ. સ ૧૧૬૪ (ઈ સ. ૧૭૫૦) નીકળે છે. એ ઉપરથી એમ જણાય છે કે તે એ સાલ પર્યંત હયાત હતો. એના વિશે વિશેષ હકીકત મળતી નથી.

ગુજરાત વિદ્યાસભાના રુકાતના સંગ્રહમાં એક પત્ર સદાશંકરનો છે.

ત્રીકમદાસનું કુળ:–ભક્ત કવિ નરસિંહ મહેતાના કાકા પર્વતદાસ મહેતાથી નવમા પુરુષ વલ્લભદાસ થઈ ગયા. તે સાધારણ ગૃહસ્થ હતા. માંગરોળથી આવી જૂનાગઢમાં આવી રહ્યા હતા. આ વલ્લભદાસના પુત્ર ભવાનીદાસ એ ત્રીકમદાસના પિતા થાય.

હિંદી, ફારસી અને રાજદરબારના વહીવટથી જાણકાર તેમજ પોતાની જ્ઞાતિમાં જાહેર ગણતરીના પુરુષ તરીકે ભવાનીદાસની તેમના સમયમાં પ્રતિષ્ઠા હતી તેના સમયમાં જૂનાગઢમાં મીર ઇસ્માઇલનો અમલ હતો. ચડતાં ચડતાં પાલખી, ચોપદાર પર્યંતનો એમનો ઇખ્તિયાર થયો મીર ઇસ્માઇલ સાથે રહીને લડાઈમાં ભવાનીદાસે ઘણી શૂરવીરતા તથા પરાક્રમ બતાવ્યાં હતાં (ઇ સ ૧૭૨૩–વિ. સં. ૧૭૮૯).

ઇ. સ. ૧૭૨૨ના અરસામાં મીર ઇસ્માઇલની સૂબાગીરી બંધ થવાની અફવા જાહેર થતા તેના બંદોબસ્ત માટે મીર ઇસ્માઇલે પોતે જૂનાગઢ રહી, ભવાનીદાસને વઝીર નવાબ નિઝામુલમુલ્ક આસફે-

જહાં બહાદુરની[1] હજૂરમાં મોકલ્યા તે વખતે તેમની રહેણીકરણી, અદબ, વિનય તથા વાતચીતથી વઝીર ખુશ થયો. ચાર માસ પર્યંત ત્યાં રહી, કામ પૂરું થયે મીર ઈસ્માઈલના નામની નવી સનદ હાંસલ કરી પોતાના વતનમાં આવવા રજા લીધી. વઝીરે તેમને રોક્યા તથા હજૂરમાં આવતા જતા રહેવા કહ્યું.

તે પછી નવાબ નિઝામુલમુલ્ક વઝીરને વિઝારતનું કામ પડતું મૂકી પોતાની જાગીર હૈદ્રાબાદ અને ઔરંગાબાદમાં જવાનું થતાં ભવાનીદાસને પણ તેની સાથે જવાનું નક્કી થયું. નવાબ નિઝામ સાથે હૈદ્રાબાદમાં થોડા દિવસ રહી વતનમાં જવાની રજા માગી. નવાબ નિઝામે ફરમાવ્યું કે "ભવાનીદાસ! તારી પાસે હું કંઈક માગું છું." ત્યારે ભવાનીદાસે અદબથી ઉત્તર આપ્યો કે "આપ માગો એવું મારી પાસે શું છે?" ત્યારે નિઝામે કહ્યું "તું મારી હજૂરમાં રહે." ભવાનીદાસે અરજ કરી કે 'હું આપનો જ છું, પણ હાલ મને રજા આપો, મારણું જેના તરફથી ને આપની મહેરબાની હાંસલ થઈ છે ત મીર સાહેબની રજામંદી લઈ આપની હજૂરમાં આવું તે વધુ મુનાસિબ." આ વાત નિઝામ સાહેબને પસંદ પડતાં રજા આપી રવાના કર્યા. સુરત પહોંચ્યા ત્યારે ભવાનીદાસને સુરતના

---

1 શાહજહાનાબાદ (દિલ્હી)માં મોહમ્મદશાહ બાદશાહ તખ્તનશીન થયો (ઇ સ 1321–22) ત્યારે તેણે અમારીના બળવાન થઈ ગયેલા સૈયદભાઈઓ હુસેનઅલી અને અબ્દુલ્લાખાન (હસનઅલી)ને મહાત કરવા માટે નવાબ નિઝામુલ્મુલ્ક આસફજાહ બહાદુરને પોતાની પાસે વિઝારતમાં બોલાવી રાખ્યો હતો.

2 ખિલાફતની તખ્તનશીની પછીના પ્રથમ ક્રમના અમીરમાં નિઝામુલ્મુલ્કની ગણતરી થતી. ઔરંગઝેબના સમયમાં પણ તે મહાન લડવૈયા અને સૂબેદાર તરીકે પંકાયો હતો. દખ્ખણના છ સૂબા ઉપર એની નિમણૂક ઈ સ. 1712 (હિ સ 1125)માં થઈ હતી. એનું અવસાન ઈ સ 1748 (હિ સ 1161)માં થયું હતું.

નવાબ રુસ્તમ અલીખાન (અવસાન ઈ. સ. ૧૭૨૫)ની નોકરી સ્વીકારી. તેણે પણ તેવી જ ખાતરદારી કીધી. ત્યાંથી રજા લઇ જૂનાગઢ આવી મીર સાહેબને મળી નવેસર બહુમાન પ્રાપ્ત કર્યું.

તે પછી એક વરસ સુરતના નવાબ રુસ્તમ અલીખાન બહાદુરે કારભારીપદે નેમને નીમ્યા. તેમણે એકાદ વરસ ત્યાં કામ કર્યું.

પીલાજીરાવ ગાયકવાડ સાથે ઇ. સ. ૧૭૧૯ માં મુલાકાત થઇ અને તેના ખાનગી કારભારી તરીકે તે રહ્યા. ઇ. સ. ૧૭૩૨ માં પીલાજીરાવનું અવસાન થયુ તે પછી દામાજીરાવ ગાયકવાડ (ઈ. સ. ૧૭૩૨–૬૮) ની નોકરીમાં તે જ હોદ્દા તે ઉપર રહ્યા.

ઈ. સ. ૧૭૪૬ માં તેમનું અવસાન થયું

શ્રીકૃષ્ણદાસઃ—ભવાનીદાસના ચૌથી નાના પુત્ર હતા. એમનો જન્મ ઇ. સ. ૧૭૩૪ (વિ. સં. ૧૮૯૦)મા થયો હતો. તેમણે તેમના જમાનાને અનુકૂળ કેળવણી પૂરેપૂરી લીધી હતી, એટલે કે તેમણે સંસ્કૃત હિંદી મરાઠી ગુજરાતી અને વ્રજભાષા ઉપરાંત ફારસીનો પણ અભ્યાસ કર્યો હતો, તથા પિંગળશાસ્ત્ર પણ ભણ્યા હતા. મહાચતુર, બુદ્ધિમાન અને પૂરા મુત્સદ્દી હોઇ, સમયને વરતી સાવધાનીથી વર્તવાનું સારી રીતે જાણતા હતા. પોતાના પિતાના મરણ બાદ ગાયકવાડ સરકારની[1] નોકરીમાં જોડાઇને ઉત્તરોત્તર આગળ વધ્યા તથા મજમુદારના હોદ્દા ઉપર કાયમ રહી પોતાના વંશને પણ તે દરજ્જે સ્થાપવા શક્તિમાન થયા. ગાયકવાડ સરકારની નોકરી દરમ્યાન એમનું જીવન શાંતિમય ન હતું. ખટપટો પુષ્કળ હતી, જેને કારણે જેલજીવન પણ એમને ભોગવવું પડ્યું હતું.

ત્રિકમદાસ ઇ. સ. ૧૮૦૦ (વિ. સં. ૧૮૫૬) માં દેવલોક થયા હતા.

---

૧ તેમને ફતેહસિંહરાવ ગાયકવાડે સારો આશ્રય આપ્યો હતો.

શ્રીકૃષ્ણ પરમાત્માની ભક્તિના રંગથી રંગાયેલા હતા. ફારસી સંસ્કૃત વ્રજ અને ગુજરાતીના ઉચ્ચ કોટીના વિદ્વાન હતા. તેમને નરસિંહ મહેતાનાં પદો, અષ્ટસખાનાં પદો વગેરે મોઢે હતાં. પણ સારા કવિ હતા. ફારસી અને વ્રજભાષામાં ' શ્રી રુકમણી બ્યાહ "[1] તથા વ્રજભાષામાં 'ઠાકોર લીલા' અને પ્રભુભક્તિના છૂટક પદો તેમણે રચેલાં છે.

' શ્રી રુકમણી બ્યાહ 'માં આરંભમાં ગ્રન્થ રચવાનું કારણ તે પોતે નીચે પ્રમાણે જણાવે છે:—

ઝમાં હિન્દી જૂઠ ફારસી, સુની રામાયન ચંદ.
દિલમેં દાગ્દ આગ્રૂ, બંદમ સૂના પ્રબન્ધ.[2]

( અર્થાત્ ફારસી અને હિન્દી ભાષા મળીને ચંદ કવિની રચેલ રામાયણ સાંભળી મારા મનમાં એવી ઇચ્છા થઈ કે હું પણ તેનો પ્રબંધ બાંધું. )

ગુજરાતી ભાષામાં તેમણે "પરબત (પર્વત) પચીસી" નામનું અતિ લઘુ પણ અતિ સુંદર કાવ્ય લખ્યું છે, તેમાં તેના પૂર્વજ પર્વત મહેતાનું ચરિત્ર છે.

શ્રીકમદાસનો પરિવાર:—તેને સાત પુત્રો અને એક પુત્રી એમ પૂરી સંતતિ હતી, તથા પુત્રો સઘળી સરે ઘંધે રોજગારે હતા. સૌથી મોટા પુત્રનું નામ મનોહરદાસ હતું અને તેથી નાનો રસિકદાસ હતો. મનોહરદાસ ફારસીમાં કાબેલ હતો, હિંદીમાં પણ નિષ્ણાત હતો. પ્રકૃતિ મુત્સદ્દી ધાટે, સ્વામિભક્ત, આર્જવથી ભોળું અને પોતાના ધણીનું હિત કેમ સુધરે એવી જ ચિંતાવાળા હતા. તેની આવી રીતિનીતિ ખુદ નવાબ હામિદખાન (ઈ. સ. ૧૭૭૪–૧૮૧૧)ને ઘણી પસંદ પડી હતી. દીવાનના હાથ નીચે મનોહરદાસ

---

૧ હિંદુસ્તાનના મહાન ફારસી શાયર અમીર ખુસરૂ (અવસાન ઈ. સ. ૧૩૨૫) એણે આ પ્રકારનાં કાવ્યો લખ્યાં હતાં.

૨ શ્રીકમદાસનાં કાવ્યો અને ચરિત્ર, પૃ ૬૩.

લશ્કરમાં પેશકારી કામમાં હતો અને તેને હજૂરનો પ્રસંગ પણ ઘણો રહેતો હોવાથી ખુદ નવાબની તેના ઉપર સંપૂર્ણ પ્રીતિ હતી.

રસિકદાસ છાતીવાળો અને હિંમતવાન હતો. તે ઘણુંખરું આરબ સિબંદીના[1] જમાદારોની ખર્ચવહીવટ રાખતો હતો. તે વખતે સિબંદીનું બળ વિશેષ હતું. આરબો તોગીદ[2] કરી ખુદ નવાબને મુંઝવતા, ત્યારે રસિકદાસની જ સમજાવટ અને કબૂલતથી તે તોગીદ ઉઠાવતા. તેણે રાજકોટનો પણ કારભાર કર્યો હતો.

ત્રીજો પુત્ર ગવરીદાસ હતો. તેને ત્રીકમદાસે કાચી પણ સમજુ ઉમરમાંથી જ મહેસૂલી હિસાબખાતામાં પોતાની પાસે રાખ્યો હતો. તે હિન્દી, મરાઠી તેમજ ફારસી સારી રીતે જાણતો હતો.

ચોથા પુત્ર કાશીરામ માટે કહેવાય છે કે તેના જેવી કોઈ બીજાને જૂનાગઢી રેંટી મોગલાઈ પાઘડી બાંધતાં આવડતી નહીં ![1]

પાંચમો રંગીલદાસ હતો. તે પરમ વિદ્વાન, કવિ, ફારસીમાં ઈરાનીઓ જેટલું જ્ઞાન ધરાવનારો તથા તારીખે સોરઠના કર્તા રણછોડજી દીવાનનો[2] જોટો ગણાતો. જુવાનીથી તે ઠેઠ મર્યો ત્યાંસુધી ગાયકવાડ સરકારનાં કામોમાં એટલો બધો ગૂંથાયેલો રહેતો કે તેને પુસ્તકો ઝાઝાં રચવાનો વખત ભાગ્યેજ મળી શકતો.

---

૧ સિબંદી–થોડા સમયને માટે ખાસ કરીને ત્રણ મહિના માટે ભરતી કરવામાં આવતી તે. પાછળથી મુસ્લિમ રજવાડામાં સિબંદી જમાદારોની ટુકડીઓ રહેતી. મુખ્ય કામ શહેરના દરવાજાઓની ચોકી કરવાનું એમને રહેતું હતું. અંગ્રેજોના રાજ્યપલટો થયો (ઈ. સ. ૧૯૪૮) ત્યાંસુધી કેસરી અચકંદ અને રંગબેરંગી ઊભા સાફામાં કેડ ઉપર વાદળી દુપટ્ટો અને ચામડાના પટ્ટામાં તલવાર, તેમજ હાથમાં ભાલા સાથેનો આ સૈનિક ખૂબ શોભીતો લાગતો.

૨ આરબો ખાસ કરીને પહેરો ભરવાનું કામ કરતા. તેઓ એકઠા થઈ જતા અને કામ ઉપર જતા નહીં.

૩ એમના વિશેની હકીકત હવે પછી આવશે.

તેમ છતાં ગુજરાતીમાં તેણે "દ્રૌપદી આખ્યાન" "સ્તુતિમાળા" વગેરે કાવ્યો લખ્યાં છે. તેણે ફારસીમાં કોઈ પુસ્તક લખ્યું હોય એમ જણાતું નથી.

વડોદરામાં બાબાજી સાહેબ (દીવાન)નો કારભાર થયો ત્યારે તે ભરોસાપાત્ર મદદનીશ તરીકે તેની પાસે ઈજ્જત આબરૂથી રહેતો. બાબાજી સાહેબની ઘણી જ મીઠી નજર એમના ઉપર હતી. તેમની પાસે ગુજરાતી ફારસી લખવા વાંચવાનું કામ કરતો. ઈ. સ. ૧૮૩૨ (વિ. સ ૧૮૮૮)માં એનું અવસાન થયું

ગોકુળદાસનો છઠ્ઠો પુત્ર માણેકલાલ હતો. તેની પાસે ઉજ્જડ દેશને આબાદ કરવાની કરામત હતી. ગાયકવાડ સરકારના પંચમહાલ તેણે જ આબાદ કરી દીધા હતા. ગોધરે નાકે "ઘરી" ગામ[1] છે તે અદ્યાપિ 'માણેકલાલની ઘરી"ના નામથી ઓળખાય છે.

સાતમો અને સૌથી નાનો રેવાશંકર કરીને પુત્ર હતો. તે પણ ફારસીમાં, વ્રજભાષામાં, ગુજરાતીમાં, મરાઠીમાં તેમજ કાવ્યપિંગળમાં પિતાના જેવો જ પ્રવીણ હતો. તેનાં વ્રજભાષાનાં પદો લખેલાં છે અને ગુજરાતી પદો બૃહત્કાવ્યદોહનમાં છપાયેલ પણ છે તે પણ પૂરો મુત્સદ્દી હતો અને જૂનાગઢના નવાબ હામિદખાનજીના દીવાન પદ સુધી પહોંચ્યો હતો. એ વિષેનો ઉલ્લેખ આગળ થયો છે

આ ઉપરથી જણાય છે કે ગોકુળદાસના લગભગ તમામ પુત્રો ફારસી સારી રીતે જાણતા હતા અને એમાં પ્રવીણતાને લઈને સારા હોદ્દા પણ ભોગવતા હતા.

કિરપારામ અને તેનું કુટુંબઃ—કિરપારામ વડનગરો નાગર ગૃહસ્થ હતો. સુરતમાં સં. સ ૧૭૩૫માં જન્મ્યો હતો.[2] એના બાપનું નામ મયારામ અને દાદાનું નામ દયારામ હતું દયારામ એ ...

---

1 ગોકુળદાસના કાવ્યો અને ચરિત્ર પૃ ૯૮.

2 સુરતની મુખ્તસર હકીકત—નર્મદાશંકર પૃ. ૩૫

વેપારીઓનો દલાલ હતો. એણે મયારામને ફારસી સારું શીખવ્યું હતું. એ વખતે સુરતના કિલ્લેદાર બેગલરખાનના ભાઈ તેગબેગખાન (અવસાન ઈ. સ. ૧૭૪૬) જે ફારસી ભાષામાં પ્રવીણ હતો તેની સાથે મયારામને ઓળખાણ થઈ. તેગબેગખાને મયારામને પોતાનો મુન્શી બનાવી પોતાના ઘરનો તમામ કારભાર સોંપ્યો. ઈ. સ. ૧૭૨૬ (હિ. સ. ૧૧૩૯)માં તેગબેગખાન સુરતનો નવાબ થયો ત્યારે તેણે મયારામને પોતાનો દીવાન બનાવ્યો. એ રીતે નવાબની મહેરબાની તથા ભરોસાને લઈને સરકારી તથા ખાનગી તમામ કામકાજ મયારામ કરતો. ઈ. સ. ૧૭૪૩ (હિ. સ. ૧૧૫૬)માં પોતાના બે પુત્રો કિરપારામ અને કાશીરામને મૂકી તે ગુજરી ગયો. એ સમયે કિરપારામ પાંચ વરસનો અને કાશીરામ ત્રણ વરસનો હતો. મયારામના અવસાન પછી તેના ઘર આગળ નવાબની ચોકી આવી ને તેણે ઘરબાર લૂંટી લીધાં, તેથી કિરપારામની મા પોતાના બે છોકરાને લઈને પોતાને પીયર ઓરપાડ (સુરત નજીક ગામ) જઈ રહી. ત્યાં તેણે પોતાની ખાનગી પૂંજી જે ઘરમાંથી નીકળતી વખતે સાથે લીધી હતી તેમાંથી ખરચ કરીને કિરપારામને કોઈ સારા ફારસી શીખવનારા ઉસ્તાદ પાસે ફારસી ભણાવ્યો. સોળ વરસની ઉંમરે કિરપારામ સુરતમાં આવ્યો તે વખતે સુરતનો નવાબ સફદરખાન (બીજીવાર ઈ. સ. ૧૭૫૧–૫૮) હતો. તેની રૂબરૂમાં કિરપારામે સારી ફારસી બેતો બનાવી વાંચી સંભળાવી, તેથી નવાબ ઘણો ખુશ થયો; રૂપિયા દશના પગારની તેને નોકરી આપી. કેટલાએક વરસ પછી કિરપારામને સુરતની ટંકશાળમાં વધારે પગારની નોકરી મળી. ત્યાં તેની સારી હોશિયારી માલુમ પડવાથી નવાબ કાઇમુદ્દૌલાએ[1] તેને પોતાનો દીવાન

---

[1] એનું અસલ નામ કુત્બુદ્દીન હતું. મીર હફીઝુદ્દીન હમીદખાન બહાદુરનો ખિતાબ ધારણ કરી એ ઈ. સ. ૧૭૬૩ના માર્ચની ૧૪મી તારીખે ગાદીએ બેઠો હતો. એ નવાબ કાઈમુદ્દૌલાના નામથી ઓળખાતો. એનું અવસાન ઈ. સ. ૧૭૯૦ના માર્ચમાં થયું.

નીમ્યો. એણે એ નવાબના વખતથી ઈ. સ. ૧૮૦૦માં સુરતની હકૂમત (નવાબ નસીરુદ્દીનખાનના સમયમાં) અંગ્રેજ સરકારના હાથમાં ગઈ ત્યાંસુધીમાં જે નવાબો થયા તેઓની નોકરી કરી. એણે મુંબઈના ગવર્નર ડન્કન સાથે કોલકરાર કરાવી આપ્યા તે બદલ બ્રિટિશ સરકાર તરફથી એને વંશપરંપરાનું માસિક રૂપિયા ત્રણસો પેન્શન[1] બાંધી અપાયું હતું. તે અંગ્રેજોની હકૂમત દરમ્યાન એના વંશજોમાં ચાલુ રહ્યું હતું

એમનું ફારસી જ્ઞાન એવા ઉચ્ચ પ્રકારનું હતું કે તે સમયના નવાબને દિલ્હીથી પાદશાહી ખરીતો આવ્યો હતો તે શિકસ્તા લિપિમાં હોવા છતાં તેણે સરળતાથી વાચી સંભળાવ્યો, એટલું જ નહિ પણ એક ગજગ્રાહજીને શીખા આપે એવો ઉત્તર પણ લખી વંચાવ્યો; આથી નવાબ રાજી થઈ ગયો.

એમણે પણ પોતાના સમયને લગતી હકીકતની એક નોંધપોથી રાખી હતી, તે હજુ એમના વંશજોના કબજામાં મોજૂદ છે.[2]

દીવાન રણછોડજી,—દીવાન રણછોડજી જૂનાગઢના વડનગરા નાગર હતા. એમનો જન્મ વિક્રમ સંવત ૧૮૨૪ (ઈ. સ. ૧૭૬૮)માં થયો હતો[3] એમનું આખું નામ 'દીવાન રણછોડજી અમરજી નાણાવટી' હતું તેના સમયમાં એવા હિંદુઓ પણ હતા જેમને વિદ્વાન મુસલમાનો 'મુન્શી' કહી સંબોધતા. દીવાન રણછોડજીનું આ ઉપનામ પડ્યું હતુ કે નહિ તે જાણવામાં નથી. એમના પ્રતિષ્ઠિત પૂર્વજોમાંથી ઊતરી આવેલી મોટાઇ એમનામાં હતી. એ જૂનાગઢમાં દીવાન હતા જેનો ઉલ્લેખ આગળ આવી

---

૧ વડનગરા નાગરો પૃ ૧૫

૨ વડનગરા નાગરો પૃ. ૧૬

૩ રણછોડજી દીવાનનું જીવનચરિત્ર.

આપે છે. સિત્તેર ¹ વર્ષનું જવલંત આયુષ ભોગવી એ વિ. સં. ૧૮૯૭ (ઈ. સ. ૧૮૪૧) ના ફાગણ મહિનામાં દેવલોક પામ્યા હતા. એમનું ફારસી ભાષાનું જ્ઞાન ઘણું જ ઉચ્ચ પ્રકારનું હતું. એમણે ફારસી પુસ્તકોનો ગાઢ અભ્યાસ કર્યો હતો.

તેમણે ગુજરાતીમાં "ત્રિપુરાખ્યાન" નામનું પુસ્તક લખ્યું હતું. એમ લાગે છે કે એમણે બે ચાર ભાષામાં જે પ્રવીણતા મેળવી હતી તે મદ્રેસા કે પાઠશાળા કરતા ખાનગી મુન્શી અને પંડિતો રાખી મેળવી હશે. ભાષાઓમાં એમની ઉત્તમ પ્રવીણતા હતી એમ કહેવાને તેમના રચેલા ગ્રંથોનો આધાર છે. એ સંબંધી તેમના દૌહિત્ર મણિ-શંકર દીવાન લખે છે કે "તે વખતમાં દેશમાં લડાઈ કજિયા થતા તેમાં દીવાન રણછોડજી હરેક જગાએ સામેલ રહેતા. તે દરમ્યાન વિદ્યાભ્યાસના શોખને લઈને ફારસી, સંસ્કૃત અને વ્રજભાષાના પંડિતોને શિક્ષક તરીકે પોતાની પાસે રાખતા. તેમણે કેટલાક ગ્રંથો વ્રજભાષામાં બનાવ્યા છે. વળી ફારસીના તો સમર્થ અને વિશિષ્ટ લેખક હતા."

(૧) તારીખે સોરઠ વ હાલાર અને રુકાતે ગૂનાગૂન એમની મુખ્ય અને મહાન ફારસી કૃતિઓ છે. એ બે વાંચવાથી જણાય છે કે તેમનું જ્ઞાન સાધારણ પંક્તિના વિદ્વાનો કરતાં ઘણું જ અધિક હતું. મશહૂર તારીખે સોરઠ (સૌરાષ્ટ્રનો ઇતિહાસ) એમણે લગભગ ઈ. સ. ૧૮૩૫ માં શરૂ કરી હતી. એ ઉપરથી એમના ધુરંધર ફારસી પાંડિત્યનો ખ્યાલ આવે છે. એનાથી દીવાન રણછોડજીને અમર કીર્તિ પ્રાપ્ત થઈ છે. એમાં બતાવેલું એના વતન માટેનું અભિમાન વાચકનું ધ્યાન ખેંચે છે. સોરઠ અને હાલારનો ઈ. સ. ૧૮૩૯ પર્યંતનો ઇતિહાસ એમાં સંપૂર્ણ આવી જાય છે. તેમના પિતા દીવાન અમરજી અને એમના સમયમાં કજિયા અને ટંટાએ પેદા કરેલા અશાંત વાતાવરણનો એમાં પૂરો હેવાલ છે. તે

¹ રાજા છબીલારામ બહાદુર, પૃ. ૪૩

ઉપરાંત તેમણે પોતાની અને પોતાના પરાક્રમી પિતાની કારકિર્દીનું વર્ણન આપ્યું છે. વળી એની એક વિશિષ્ટતા એ છે કે મુસલમાનો પુસ્તકોની શરૂઆત 'બિસ્મિલ્લાહિર્ રહમાનિર્રહીમ (દયાળુ અને માયાળુ અલ્લાહના નામથી)ના સૂત્રથી કરે છે, પણ રણછોડજીએ તેને બદલે 'બનામે શંકર જગન્નાથ' (શંકર જગન્નાથના નામથી) કરી છે. એ સારા હિંદુસ્તાનનો ઇતિહાસ લખવાની કાબેલિયત ધરાવતા હતા તેમ છતાં સોરઠ અને હાલારનો જ મર્યાદિત ઇતિહાસ લખ્યો એ પોતાના વતનનો પ્રેમ દર્શાવે છે. વળી હિંદુસ્તાનના સંખ્યાબંધ ઇતિહાસો હોય ત્યાં વધુ લખવું એટલે લુહારવાડે સોય વેચવા જવા બરાબર છે એમ માનતા હતા. તેથી કહેલું કથવું અને ગવાયેલું ગાણું ગાવું તેને નકામું લાગ્યું.

એમણે અલી મોહમ્મદખાને લખેલા મિરાતે અહમદી નામક ઇતિહાસનું ધોરણ પકડયું હોય એમ લાગે છે. એમાં ફરક એ છે કે મિરાતે અહમદીમાં ઇતિહાસનો વિભાગ અને પુરવણીનો વિભાગ એ બંને પૃથક્‌પૃથક્ રાખી એકમાં બીજાને ભેળવી દેવામાં આવ્યો નથી; પરંતુ તારીખે સોરઠમાં સર્વ બાબતનો ખીચડો થઈ ગયો છે. વળી એમાં આપેલા હેવાલ પોતે નજરે જોયેલા ખરા, પણ ઘણે ભાગે અકલમંદ પુરુષોનાં મોઢાંની હકીકત તથા લખેલી કેફિયત પરથી જે વૃત્તાન્તો એમના જાણવામાં આવેલા તે ટપકાવી લીધા છે એમ તે પોતે જણાવે છે. મિરાતે અહમદીના કર્તાએ બનતા બનાવોની નોંધ રાખી હતી તે ઉપરાંત વકાઇ નિગાર—ખબરપત્રીઓની નોંધોનો પણ ઉપયોગ કરી હકીકતો વિસ્તૃત ન કરતાં ટૂંકમાં લખી છે.

પુસ્તકના અંતમાં કર્તા જણાવે છે કે "આ પુસ્તક મેં મારા ચતુર સુપુત્ર શંકરપ્રસાદના અભ્યાસને માટે લખ્યું છે." આ ઉપરથી માલૂમ પડે છે કે શંકરપ્રસાદ પણ ફારસી સારું જાણતો હતો.

રહાટરસીકે પાસે કગાવી ઇ. સ. ૧૮૮૨માં છપાવ્યું છે.

(૨) રૂકાતે ગુનાગૂન (વિવિધ પત્રો) વ્યાવહારિક કાગળપત્રો વગેરે લખવામાં અનુભવી પુસ્તક છે. એ પત્રો ઉપરથી તે વખતે ગુજરાત કાઠિયાવાડમાં પત્રો કેવી રીતે લખાતા તેની ઝાંખી થાય છે. દીવાન રણછોડજીએ ફઝલઅલી ઉપર લખેલા પત્રો અને ફઝલઅલીએ દીવાન રણછોડજી ઉપર લખેલા પત્રો ઉપરાંત બીજા પત્રોનો આ સંગ્રહ છે.

(૩) એમનું એક પુસ્તક ફારસી સંસ્કૃત અને વ્રજ એ ત્રણ ભાષામાં લખેલું છે, જેનું નામ મળ્યું નથી.[1]

(૪) કરણ પરબ (પર્વ):—અકબરના સમયમાં ફૈઝી, બદાઉની, નકીબખાન, મુલ્લા શીરી અને હાજી સુલ્તાન વગેરે એ મળીને મહાભારતનું ફારસીમાં ભાષાંતર કર્યું તે પછી એ ગ્રંથનાં અશ્વમેધ પર્વ અને કર્ણ પર્વનો તરજૂમો ફારસીમાં કરનાર દીવાન રણછોડજી જ હતા.

(૫) જંગનામએ હોલી નામનું એક પુસ્તક પણ એમણે લખ્યું છે જેમાં હોળી જે રીતે રમાય તેનું વર્ણન કર્યું છે. ભાષા શુદ્ધ અને સંસ્કારી નહિ, પરંતુ કળાત્મક છે.

એમ કહેવાય છે કે હોળીનું ઘણું મહત્ત્વ હતું. નવાબો પણ એ ઉત્સવમાં હાજરી આપતા હતા. ખાસ તંબુઓ તાણવામાં આવતા. ઠેરઠેર શામિયાના ઊભા થતા. તોરણોથી તે શણગારવામાં આવતા.

---

૧ રણછોડજી દીવાનનું જીવન ચરિત્ર પૃ. ૧૯

શ્રી. જયસુખલાલ પુરુષોત્તમદાસ જોષીપુરા, એમ. એ. એક પત્રમાં જણાવે છે કે "જુનાગઢના સુપ્રસિદ્ધ દીવાન રણછોડજીએ ફારસી, સંસ્કૃત અને હિંદી એમ ત્રણ ભાષામાં કુવલયાનંદના અલંકાર શાસ્ત્રને લખેલું છે." તે આ જ પુસ્તક હોવું જોઈએ, એમ અમારું માનવું છે. 'સદ અલંકાર' (સો અલંકાર) નામનું પુસ્તક (હસ્તપ્રત) આપાશ્રીવ ભોળાનાથ લાઇબ્રેરીનું છે; એ ફારસીમાં છે.

વિવિધ રંગના જ્ભકાદાર તખ્ત ઉપર નવાબ બિરાજતો. નાચનારીઓને પણ બોલાવવામાં આવતી. ગાયન અને નાચના જલસા થતા. દીવાન અમરજીના નિમંત્રણથી હામિદખાન હાજર થયો હતો એવો ઉલ્લેખ ઇતિહાસમાં છે.[1]

(૬) તસ્નીફાતે રણછોડજી (રણછોડજીની કૃતિઓ):—

આમાં દીવાન રણછોડજી ફારસી કવિતાને સંસ્કૃતની અંતર્લાપિકા અને બહિર્લાપિકાનો પરિચય કરાવે છે. એમાં સખી (દાનશીલ) મગદ અને બહાદુરખાનને[2] ફારસીમાં બહિર્લાપિકા અને અંતર્લાપિકાની ઢબે એવી રીતે ગૂંથ્યા છે કે ફારસી કવિતા ખીલી ઊઠે છે. કુલ લીટી ૭૮ છે,[3] પણ રણછોડજીનો ભાષા તથા કાવ્યલેખન ઉપર કેટલો ગાઢ કાબૂ છે તે એમાંથી જણાઈ આવે છે.

(૭) તેમની ફારસી અને ગુજરાતીમાં લખેલી રોજનીશી જૂનાગઢમાં તેમના વંશજ શ્રી જીવાભાઈ દુર્ગાશંકર દીવાન પાસે છે.

(૮) એમણે ગુજરાતી ભાષામાં રચેલા "શિવરહસ્ય" ઉપર ફારસીમાં ટિપ્પણ લખ્યું જાણવામાં આવ્યું છે, જે અપ્રસિદ્ધ છે.[4]

મુગટરામ:—એની એક દિવાને તસ્નીફાતે મુગટરામ નામે છે. એના કેટલાક ભાગમાં જૂનાગઢ બાબત ઉલ્લેખ છે.

એમાં નવાબ હામિદખાનનો શાદીપ્રસંગ (હિ. સ. ૧૨૦૧–ઈ. સ. ૧૭૮૬) એક કસીદો (પ્રશંસાકાવ્ય) છે, બીજો એક કસીદો ચોરવાડની જીત બાબતનો છે, જેમાં નીચેની ગેર છે:—

"બ ચોરવાડ અમર બાદ હુકમે હામિદખાન."[5]

---

૧ તારીખે સોરઠ પૃ. ૧૬૭–૬૮

૨ નવાબ મહોબ્બત બહાદુરખાન બાબી બહાદુર બીજો ઇ. સ. ૧૮૧૧–૪૦

૩ ડી. બ. કે. મો. ઝવેરી–ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો પૃ. ૧૦.

૪ જુઓ "ગુજરાતી હાથ પ્રતોની સંકલિત યાદી (કે. કા. શાસ્ત્રી). પૃ. ૬૭૧.

૫ દી. બ. કૃ. મો. ઝવેરી ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો. ૧૧

**સારાભાઈ નાગરનું કુટુંબ**—સારાભાઈ:–સારાભાઈનો જન્મ અમદાવાદના વડનગરા નાગર કોમમાં પ્રતિષ્ઠિત તથા સંસ્કારી પિતાપિતામહાદિક પૂર્વજોવાળા કુટુંબમાં થયો હતો. એમના વડીલોએ મોટા મોટા માનનીય હોદ્દા ભોગવ્યા હતા. બાદશાહી સમયમાં, પેશ્વાઈ અમલમાં અને અંગ્રેજી રાજ્ય દરમ્યાન જે જે પુરુષો આ ખાનદાનમાંથી નોકરી કરતા હતા તે સર્વની હોશિયારી, પ્રામાણિકતા અને વિદ્વત્તાને લઈને સરકાર તરફથી એમની ઘણી તારીફ થયેલી હોય એમ જણાય છે. એમના પૂર્વજોનાં નામો એમનાથી નવમી પેઢી સુધી હાલ જાણવામાં આવે છે. વિશ્વનાથથી શરૂ કરીએ તો અયાચીને તેનો એકનો એક પુત્ર હતો. તાપીદાસ પણ અયાચીનો એક જ પુત્ર તાપીદાસને ૭ પુત્રો હતા, તેમાંથી નરસિંહદાસના વંશમાં સારાભાઈનો જન્મ થયો હતો. બીજા પુત્રના વંશજો પણ અદ્યાપિ છે. નરસિંહદાસની મોગલ સલ્તનત દરમ્યાન મહત્તા હતી તે આમામાં રહેતા હતા.

સારાભાઈ વડોદરા રેસિડેન્સીના દફતરદારના હોદ્દાપર હતા તે સમયે ફેબ્રુઆરી સને ૧૮૭૦માં પોતાની નોકરી દરમ્યાન વડીલોની હકીકત ઉર્દૂ ભાષામાં એમણે લખી હતી નીચેની હકીકત તેમાંથી છે.–[1]

'મારા વડીલો અસલ વડનગરના રહેનાર હતા; જાતે નાગર બ્રાહ્મણ. ત્યાંથી હિજરી સન ૮૭૦ (ઇ. સ. ૧૪૬૫)ની સાલમાં સુલતાન મહમૂદ બેગડાનો અમલ અમદાવાદમાં તથા ચાંપાનેરમાં હતો તે વખતે ગોપીનાથ[2] નામે મારા ખાનદાનના વડીલ વેપારને અર્થે ચાંપાનેરમાં માલનું હાસલ માફ કરાવીને વસ્યા. સુલતાન મહમૂદ બેગડાની મહેરબાની હતી. 'નાથ' શબ્દ હિંદુના દેવનું નામ, તે મુસલમાનો બોલ્યા કહે નહિ; માટે પાદશાહીમાં 'ગોપી મલક' એ નામથી પ્રસિદ્ધ

---

1 ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર પૃ. ૮

2 ગોપીનાથ નવમક મહેતાનો મોસાળ પક્ષનો સગો હતો (ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર પૃ. ૮ ટિપ્પણ) એ જ ગોપીનાથે સુરતનું ગોપીપરું વસાવ્યું હતું અને ગોપીતળાવ બંધાવ્યું હતું.

હતા. ગોપીનાથે શહેર અમદાવાદ નજીક ગોપીપુરુ[1] વસાવ્યું હતું અને ત્યાં પોતે નિવાસ કર્યો હતો. ચાંપાનેરમાં તથા વડોદરામાં પણ તેમણે મકાનો બનાવ્યાં હતાં. હિ. સ. ૯૮૦ (ઈ. સ. ૧૫૭૨)માં અકબર બાદશાહે અમદાવાદ શહેર લીધું તે વખતથી મુત્સદ્દીઓ દિલ્હીથી આવવા લાગ્યા. તે મુત્સદ્દીઓના વર્ગમાં નાગર વડીલોએ ઈજ્જતથી સરકારી દફતરનું કામ કરી કાલક્ષેપ કર્યો. જવાંમર્દખાન બાબીનો[2] શહેરમાં અમલ થયો ત્યારે મારા વૃદ્ધ પિતામહ (વડદાદા) નથમલ મહેતા[3] હજૂરમાં વકાલતના કામમાં નિમાયેલા હતા, અને તે પછી હિ સ ૧૧૬૭ (ઈ સ ૧૭૫૩) માં પેશ્વાએ અમદાવાદ જવાંમર્દખાન બાબી પાસેથી લીધુ ત્યારે પેશ્વાના દરબારમાં સવાલ જવાબને માટે નથમલ મહેતા જતા હતા, અને બાલાજી બાજીરાવ પેશ્વા સાહેબ, પ્રધાન વગેરેની હજૂરમાં પૂનામાં રહેતા હતા. એ વખતે 'નથમલ વકીલ' એવુ નામ પેશ્વાના દરબારમાં પ્રસિદ્ધ હતું પેશ્વાનો અમલ અમદાવાદ શહેરમાં થયો ત્યારે બાદશાહી મુત્સદ્દીઓમાં અલી મોહમ્મદખાન દીવાન, કાઝી રુહુલ્લાહ, લાલદાસ મીઠાલાલ (દીવાની દફતરના પેશકાર), નથમલ વકીલ, હાજી નુરુલ્લાહ, મીરઝા અઝીઝી અને હરલાલ મહેતા એટલા શખ્સોનાં

---

૧ મગનલાલ વખતચંદે લખેલા અમદાવાદના ઇતિહાસ (ઠસ્તપ્રત–ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ સંવત ૧૯૦૮, ઈ સ ૧૮૫૧)માં લખ્યુ છે કે "આ શહેરને છત્રીસ પુરા હતા પણ હાલમા તેમાંના થોડાએક રહ્યા છે" જે થોડાના નામો આપ્યા છે, તેમા આ ગોપીપરુ નથી આ ઉપરથી એમ જણાય છે કે ઈ સ ૧૮૫૧ પહેલા તે ઉજ્જડ થયું હશે અથવા તેનુ નામ બદલાયુ હશે.

૨ જવાંમર્દખાન બાબી બીજાનો હિ સ ૧૧૫૬–૫૭–(ઇ સ ૧૭૪૩–૪૪)મા અમદાવાદમા અમલ થયો હતો.

૩ મિરાતે અહમદી ભા ૨ ના પૃ ૪૪૦ ઉપર "નથમલ મહેતા વકીલનું" નામ ફારસીમા છે તે એ જ વ્યક્તિ છે

નામથી સાલિયાણું જારી રહ્યું, તે હાલ પણ અંગ્રેજી અમલમાં મળે એ સાલિયાણું હાલ સરકારમાં પોલિટિકલ પેન્શનના વંશપરંપરા અમલમાં લખાય છે."[1]

નયમલ વકીલ ફારસીમાં અસાધારણ કાબેલિયત ધરાવતો હતો. સારાભાઈના કુટુંબની હાલત કૃપાશંકરના સમય સુધી સારી રહી હતી. કૃપાશંકર ફારસીનો વિદ્વાન હતો અને પાલખીનશીન[2] હતો. તેના અવસાન પછી દ્રવ્યનો સંકોચ થયો હતો. લગ્નાદિક પ્રસંગો ઘણી મુશ્કેલીથી કરેલા એમ બાપાભાઈ તથા સારાભાઈના કાગળો વાંચવાથી જણાય છે. આવી દુઃખદ આર્થિક સ્થિતિ હોવા છતાં બાપાભાઈ તથા સારાભાઈ બંને પણ મહેનતુ હતા. પોતાની વિદ્વાના બળથી રાજકાર્યમાં પ્રવેશ કરીને પોતાની પ્રતિષ્ઠા વધારી અને સંસારી હાલત પણ સુધારી.

ઈ. સ. ૧૮૦૨મા તે સમયનો કર્નલ વોકર કડી મુકામે આવ્યો ત્યારે ગુજરાતની હકીકતથી વાકેફ થવા કોઈ ફારસીમાં કાબેલ શખ્સને તેની પાસે મોકલવા પાદશાહી દીવાન અલી મોહમ્મદખાન તથા અમદાવાદના સુબેદાર રઘુનાથરાવ કારાજી તથા શેઠ વખતચંદ ખુશાલચંદને લખવાને તેણે ગાયકજી આબાજીને જણાવ્યું. આ માગણી ઉપરથી સારાભાઈના પિતા બાપાભાઈને તેમની ફારસી ભાષામાં પ્રવીણતાને લઈને આ કાર્યને લાયક ગણી કર્નલ વોકરને મદદ કરવાને મોકલવામાં આવ્યા. તે સાત વરસ કર્નલ વોકર સાથે રહ્યા.

---

૧ આ લખાણમાં કંઈક અંશે ભાષા સુધારવામાં આવી છે. વિશેષ નામોના ઉચ્ચાર યોગ્ય કરવામાં આવ્યા છે. ભોળાનાથના પુત્ર કૃષ્ણરાવ જે ભોળાનાથના જીવનચરિત્રના લેખક છે તે ફારસી ભાષાથી વાકેફ ન હતા તેથી ઉચ્ચાર બરાબર ન હોય એ સ્વાભાવિક છે.

૨ મુસલમાનોના સમયમાં રાજ્યકર્તા તરફથી ભેટ મળેલી પાલખીમા બેસી ફરવાનો જેનો અધિકાર રહેતો તે પાલખીનશીન કહેવાતા. એનો ખર્ચ રાજ્ય તરફથી અપાતો. આ એક ખાસ માન હતું.

- ×આપાભાઈ
  - ×સારાભાઈ
    - પુત્રી બાઈનજીબા
    - ×ભોળાનાથ
      - અપ્પારાવ
        - પુત્રી ઊર્મિલા
        - પુત્રી અંજુ
        - ×વામનરાવ
        - પુત્રી મંજુ
        - પુત્રી સંજુ
        - ×જયેન્દ્ર
        - ×કેશવરામ
        - માધવરામ
      - આબારાવ
      - પુત્રી ઇચ્છુ
        - ×ગુણશંકર[2]
      - ભીમરાવ
      - પુત્રી બાળા
      - ×નરસિંહરાવ
        - પુત્રી પ્રતિમા
        - ×વિપિનવિહારી
        - સુધાકર
      - કૃષ્ણરાવ
  - ×છોટાભાઈ[1]
  - પુત્રી ઝવેરકુંવર
  - પુત્રી દુર્ગાકુંવર
  - પુત્રી આધ ૨

× જે નામની નજીક આ નિશાન છે તે વ્યક્તિ થોડે ઘણે અંશે ફારસીથી વાકેફ હતી.

૧ કહે છોટાલાલ.

૨ એમને લોકો "છનુકાકા" કહેતા.

પછી તેનું અવસાન આડત્રીસ વર્ષની અલ્પ વયે થયું. ભાપાભાઈ ફારસીમાં ઘણા જ કાબેલ હતા. ફારસીમાં શે'રો અર્થાત્ કવિતા ઘણી જ ઉત્કૃષ્ટ કરતા હતા. ફારસી ભાષા નરસિંહદાસના વખતથી એ કુટુંબમાં દાખલ થયેલી જણાય છે. કૃપાશંકર પણ ફારસીમાં ઘણા નિપુણ હતા. આ વાત તે સર્વેના લખેલા કાગળો પરથી સ્પષ્ટ જણાય છે.

સાગભાઈનું રાશિનામ "ગિરજાશંકર" હતું.[1] મથુરાના તીર્થગોરના ચોપડામાં સાગભાઈએ લેખ કરી આપ્યો છે તેમાં અટકને માટે લખ્યું છે કે "અવટંક મહેતા, પંડિત લાગણીદાર, મજકૂર દિવટિયા"[2] મહેતા અથવા ગુહેલા નાગર લોકોનું એક જાણીતું ગોત્ર છે, પણ સારાભાઈનું ગોત્ર કાશ્યપ હતું. આ ફેર પડવાનું કારણ કંઈ સમજાતું નથી. 'દિવટિયા' કે 'દિવેટિયા' અટક પડવાના કારણ વિષે મત તો ઘણા છે. ફારસી ભાષામાં 'દવાત' શાહીના ખડિયાને કહે છે. તે ઉપરથી એક મત દર્શાવનાર એનો અર્થ લેખન-સામગ્રી લે છે,[3] અને કહે છે કે અમદાવાદમાં મુસલમાન રાજ્ય દરમ્યાન લખવાનું કામ તેઓ કરતા હતા તે ઉપરથી તેઓ 'દવાતિયા' અને પછી 'દિવેટિયા' કહેવાયા. આ અભિપ્રાયના વિરોધમાં કે સમર્થનમાં એક વિશેષ દલીલ એ છે કે 'સર દવાતદાર' અને 'દવાતદાર' ખલજી અને તગલક વંશોના સમયમાં હોદ્દા હતા.[4] શાહી લહિયા કે શાહી મુન્શીને માટે આ નામ હતું મોગલોના સમયમાં એ હોદ્દાનાં નામો બદલાયાં હતાં. આ ઉપરથી જણાય છે કે એ હોદ્દાનાં જ્યારે ઉપર જણાવેલાં નામો હતાં ત્યારે ફારસી ભાષા શીખવાની શરૂઆત પણ ગુજરાતમાં થઈ ન હતી. વળી સારાભાઈ મુન્શી પણ હતા.

---

૧ ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર પૃ. ૧૧ ટિપ્પણ

૨ ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર ,, ૧૧ ,,

૩ જુઓ (ગુ. કવિતાસ-પ્રો. વિનોદિની નીલકંઠ પૃ ૨૪,

૪ ફારસી) પૃ ૧૦૮

નામરામાં મુન્શીની અટક છે તો એ અટક કેમ ન પડી ? આ ઉપરથી એમ જણાય છે કે આ અટક પડવાનું કારણ કોઇ અન્ય હશે. સારાભાઇ પોતે પોતાના પુત્ર ભોળાનાથ ઉપર લખેલાં ખતોમાં પોતાને માટે 'સાગભાઈ મહેતા' લખે છે.'

સુપ્રસિદ્ધ ગુજરાતી ભક્તકવિ નાગર નરસિંહ મહેતો પોતાને "હરિનો દિવેટિયો" કહે છે, એ જાણીતી વાત છે. એનું કારણ પોતે જાણે કે કૃષ્ણની લીલામાં હાથમાં દિવેટ-મશાલ લઇ ઊભો છે એમ પોતાની જાતને ચીતરે છે, એ છે. સંભવિત છે કે આવા કોઇ કારણને લઇને પણ આ નામ પડયું હોય.[1]

સારાભાઇએ ફારસી ઝબાનના અભ્યાસની શરૂઆત પોતાના પિતા બાપાભાઇ પાસે કરી હતી. આખુન્દજી(શિક્ષક)ને ત્યાં પણ જઇને શીખતા. કેટલોક અભ્યાસ મૌલવી જલાલુદ્દીન[2] પાસે કર્યો હતો તથા અબ્દુરરઝાકને ત્યાં ભણવા જતા. તેનો વિદ્યાનો શોખ પ્રશંસનીય હતો. ગરીબ સ્થિતિ હોવાથી આખુન્દજીને પગાર આપવાની શક્તિ ન હોવાથી પગારને બદલે કૂવામાંથી દરરોજ સો સો ડોલ પાણી કાઢીને ભરતા હતા. આ કારણથી તે હંમેશા ઉપદેશ કરતા: "ગમે તેવી દુઃખી અવસ્થા હોય તોપણ વિદ્યા સંપાદન કરવાનો અનાદર કરવો નહિ."

સારાભાઇ હમેશાં તેના પિતા બાપાભાઇ સાથે ફર્યા કરતા હતા. જ્યાં જ્યાં પિતા સરકારી કામે જતા ત્યાં ત્યાં સારાભાઇ પણ જતા. બાપાભાઈ કર્નલ વોકર સાથે હતા તે સમયે સારાભાઇની હોશિયારી તથા અક્કલ જોઇ કર્નલ વોકરે કર્નલ મરેને વડોદરાથી ઉત્તર હિંદુસ્તાનમાં ખાસ કામને સારુ મોકલ્યો ત્યારે સારાભાઇને

1 જાણવામાં આવ્યું છે કે સારાભાઈના કુલનું અને નરસિંહ મહેતાનું ગોત્ર પણ એકજ "કાશ્યપ" છે.

2 ગુજરાતી પુસ્તકામાં જલિલુદ્દીન છે તે ભૂલ છે.

પણ તેની સાથે મોકલ્યા હતા તેણે રેસિડેન્સીમાં કર્નલ વોકર, કેપ્ટન ઓનવુડ તથા મેજર કર્નાક અને જેમ્સ વિલિયમ્સ[1] નામના અમલદારો પાસે એકનિષ્ઠાથી નોકરી બજાવી. તે પછી એક મરાઠા પાસે પણ રહ્યા હતા. એમના કલેક્ટરની આફિસમાં પણ કામ કર્યું હતું તે પછી કર્નલ વોકરે પોતાની પાસે ગયા હતા. કાઠિયાવાડનો બંદોબસ્ત સારાભાઈના હાથે થયો હતો.

તેનો પગાર રૂા. ૪૦ થી શરૂ થઈ રૂા. ૫૦૦ પર્યંત પહોંચ્યો હતો ઈ. સ. ૧૮૨૦માં એલ્ફિન્સ્ટન ગવર્નર વડોદરા આવ્યો ત્યારે સારાભાઈને માહિતી હતી કે ગવર્નર ફારસી સારી રીતે જાણતો હતો, તેથી તેણે તેની તારીફમાં એક ફારસી પ્રશસાકાવ્ય (કસીદો) તૈયાર કરી પેશ કર્યું. ગવર્નર રાજી થઈ ગયો. તેમની કામેલિયત લાયકાત તથા વિદ્વત્તા જોઈ તેના પગારમાં વધારો કર્યો. આ પછી ઈ. સ. ૧૮૨૭માં દફતરદારની[2] જગ્યા રૂપિયા પાંચસોની તેમને મળી. સારાભાઈએ અંગ્રેજી સરકારની નોકરી બહુ વફાદારી હિંમત અને દઢતાથી બજાવી. અંગ્રેજ સરકારમાં માન ધરાવનાર કર્નલ વિલોબી જેવા મહાન અમલદારનો સ્નેહ એમણે એમની કામેલિયતને લઈને સંપાદન કર્યો હતો. ગાયકવાડ તથા અંગ્રેજ સરકારની વચ્ચે એવી ભારે તકરાર હતી કે સારાભાઈ ગાયકવાડથી લલચાયા હોત તો લાખો રૂપિયા તેમને મળત, પરંતુ તેમણે એકનિષ્ઠાથી રાજભક્તિની નીતિ સાચવી રાખી સયાજીરાવ બીજાએ લાખ રૂપિયાની નિમણૂક તથા ઇનામ જાગીર આપવાની ઘણી લાલચ બતાવી, પરંતુ તેના જવાબમાં તેમણે કહ્યું કે "પતિવ્રતા સ્ત્રીને પતિ એક જ હોય. હું અંગ્રેજ સરકારનો નોકર છું, તે જ મારો ધણી છે. તેની મહેરબાનીથી નોકરી કરવાનો ધર્મ છે. તે હું જાણું છું અને મહારાજ, તમે પણ તેમની સલાહ પ્રમાણે

૧ વડોદરાનો રેસિડેન્ટ ઈ. સ. ૧૮૨૦–૨૭

૨ રેશમિયો માટે તે સમયે બ્રિટિશ ગામમાં ઊંચામાં ઊંચી હોદ્દો હતો

ચાલશો તો તમારું કલ્યાણ છે.'' પેન્શન લેતી વખતે અંગ્રેજ સરકાર તરફથી એમને (અમદાવાદમાં) શાહીબાગમાં મોટો દરબાર ભરી એક સોનાનો ચાંદ તે ઉપર અંગ્રેજી તથા ફારસી લેખ સાથે બક્ષિસ કરવામાં આવ્યો.[2] વળી તેમની નોકરીની કદર તરીકે તેમના પુત્ર ભોળાનાથને અંગ્રેજ સરકાર તરફથી એક ગામ પણ તે જ વખતે વંશપરંપરા ઇનામમાં આપવામાં આવ્યું. આ ઉત્સવ નિમિત્તે તેમણે એક નાત પણ જમાડી તથા શાહીબાગમાં અંગ્રેજ લોકોને એક ખાણું પણ આપ્યું. તે ઉપરાંત રાધનપુરના નવાબ જોરાવરખાનજી (ઇ. સ. ૧૮૨૫-૭૪) એ ધનોરા ગામ પણ તેમને ઇનામમાં આપ્યું હતું.

સારાભાઇને કવિતા તથા ગાયનનો શોખ સારો હતો. ફારસી કવિતા પણ તે ઉત્તમ પ્રકારની રચતા. એક સમયે એ ભાષામાં શીઘ્ર કવિત્વશક્તિથી કોઇ એક સભામાં મનરંજક થયા હતા, એમ તેના પુત્ર ભોળાનાથનું કહેવું હતું.[2]

વડોદરા રેસિડેન્સીમાં નોકરી લીધા પછી સારાભાઇએ મોટી ઉમરે અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો હતો. તે એટલે સુધી શીખ્યા કે તે જમાનામાં યુરોપિયનો સાથે વાત કરી શકતા હતા. ઉત્તમ પ્રકારનું

---

૧ ગેઝેટિયર-બૉમ્બે પ્રેસિડેન્સીમાં જણાવવામાં આવ્યું છે કે મહારાજ પોતે કહે છે કે ''મને ખબર છે કે ઇ. સ. ૧૮૨૭માં જ્યારે મિ. વિલિયમ્સ કામચલાઉ રેસિડેન્ટ તરીકે વડોદરામાં હતો અને સારાભાઇ તેના મુન્શી હતા ત્યારે મુન્શીના (માનવું અને કામચલાઉ રેસિડેન્ટના) લાભ માટે મારી તથા મારા વકીલો વિરુદ્ધ વિવિધ આરોપો મુંબઇ મોકલવામાં કંઈ પણ બાકી રાખવામાં આવ્યું ન હતું.'' મહારાજના કહેવા મુજબ સારાભાઈને લૉર્ડ ક્લેરે ઈ. સ. ૧૮૩૨માં છૂટા કર્યા હતા. (ભા ૭, પૃ. ૨૩૯)

આ વાતમાં સત્યનો અભાવ લાગે છે. કદાચ પેન્શન તે જ સમયે મળી ગયું હશે તેથી એમ લખવાનું બહાનું મળ્યું હોય એ બનવા જોગ છે. મહારાજ તે સમયે દેવામાં દટાયેલો હતો.

૨ ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર પૃ. ૧૪૫

નહિ પરન્તુ સાદુ અને ભૂલ વગરનું સમજી શકાય એવું તે બોલતા, તથા તેમની અંગ્રેજી ચિઠ્ઠીઓ કોઈની મદદ વિના વાંચી શકતા. લખવાનો મહાવરો ન હતો તેથી રેસિડેન્ટની ચિઠ્ઠીઓનો જવાબ ફારસી તથા ઉર્દૂમાં લખતા રેસિડેન્ટ જેમ્સ વિલિયમ્સને ફારસી આવડતું અને તેના મદદનીશ અમલદારને ઉર્દૂ આવડતું સાગભાઇ ને બન્ને વચ્ચે દુભાષિયાનું કામ કરતા.

એમણે પોતાના પુત્ર ભોળાનાથ ઉપર ફારસીમાં ખતો લખ્યા હતાં તે બધાં ભોળાનાથે એકઠાં કરી સંગ્રહના પુસ્તકનું નામ મા'દનુલ ઇન્શા ( પત્રવ્યવહારની ખાણ ) રાખ્યું હતું આપ રાવ ભોળાનાથ ફારસી હસ્તપ્રતો પુસ્તકાલયની જે હાલ ગુજરાત વિદ્યાસભા–અમદાવાદના પુસ્તકાલયમાં છે તેમાં એ પુસ્તકની એક પ્રત છે. તેની નકલ કરનાર ઠાકર માણેકલાલ ત્ર્યંબકલાલ નામનો અમદાવાદનો વતની ન્યાતે બ્રહ્મક્ષત્રી હતો. એ નકલ ઉપર હિ સ. ૧૨૭૫ ( ઇ સ. ૧૮૫૯ ), વિક્રમ સંવત ૧૯૧૫ છે. પુસ્તકનું કદ મધ્યમ છે લખાણ નસ્તાલીક સાફ છે અમદાવાદી કાગળનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અંતમાં નકલ કરનારે નીચેનો શે'ર લખી છે ;

હર્કે ખાનદ દુઆ તમા દારમ,
ઝાંકે મન બંદએ ગુનહગારમ

( જે કોઈ વાંચે તેની પાસેથી હું દુવાની આશા રાખું છું, કારણ કે હું તકસીરદાર છું )

ભોળાનાથે એ સંગ્રહના બે ભાગ પાડ્યા છે ભાગને માટે તેમણે 'દફતર' શબ્દ વાપર્યો છે દરેક દફતરના ચાર ચાર વિભાગ કરી દરેક વિભાગને મકતૂબ[1] નામ આપ્યુ છે પહેલા દફતરના પહેલા મકતૂબમા ૪૦, બીજામાં ૪૮, ત્રીજામાં ૨૧ અને ચોથામાં ૪૯ ખત છે આમ બધા મળી પહેલા દફતરમાં ૧૫૮ ખતો છે એમાંનાં

૧ એક બીજાને ચોટાડેલા પત્રોનો સંગ્રહ

મોટા ભાગનાં ખતોમાં વિક્રમ સંવત ૧૯૦૦ છે. બીજા દફતરના પહેલા મકતૂબમાં ૪૪, બીજામાં ૧૧, ત્રીજામાં ૨૨ અને ચોથામાં ૬ એમ બધા મળી ૮૩ ખતો છે. બીજા દફતરમાં મોટા ભાગનાં ખતોમાં વિક્રમ સંવત ૧૯૦૩ છે.

આ ખતો ઉપરથી જાણવાનું મળે છે કે સાગભાઈ ધાર્મિક અને ભક્તિભાવવૃત્તિવાળા હતા. મૂળ ધર્મ શિવભક્તનો હતો. કૃપાદ્દષ્ટિ અને મહેરબાની માટે વરંવાર શિવસાબ અને ઈશ્વરની પાસે આશા રાખે છે. વળી એમ પણ જણાય છે કે તેમણે બેત્રણ મહારુદ્ર કર્યાં હતા. ઘણા ઉદાર સ્વભાવના હતા. ધર્મ ઉપર શ્રદ્ધાને લીધે ખર્ચ કરવામાં એ હદ રાખતા નહિ. અંબાજી માતાજીમા નોબતખાનું બેસાડતા. દરેક પત્રમાં બહેનજીમા (એમની પુત્રી) અને દીકરીની કુશળતાના સમાચાર ભોળાનાથને આપે છે. વિક્રમ સંવત ૧૯૦૩ની સાલમાં કાશી યાત્રાર્થે ગયા હતા. એમાં ભાષા ફારસી પણ લખવાની રીતિનીતિ ગુજરાતીના જેવી જ છે એમાંથી તેમના સમયના નાગર કોમના ધાર્મિક અને સામાજિક રીતરિવાજો વિશે પણ ઠીક જાણવાનું મળે છે.

એક પિતા પોતાના પુત્ર ઉપર પત્રમા પોતાનો પ્રેમ કેવી રીતે પ્રદર્શિત કરી શકે તે એ પત્રો ઉપરથી જણાઇ આવે છે. એક પત્રમાં તે લખે છે કે એક માણસને તમારી પાસે મોકલ્યો છે અને બે શબ્દો યાદ કરવા માટે કહ્યા છે, જે આ છે:—

"તોસને મગામ મુકામ રામ બાદો આવ્યામે બદાગત બકામ"

[ (તારી) મુરાદનો વડેરો હમેશા આધીન અને આનંદનો સમય (તારી) ઇચ્છા પ્રમાણે રહેજો ]

ખતોમાં આશીર્વાદ, દલાક, મહૂરત, લગ્ન, દાળ, દર્શન, ભોજન વગેરે ગુજરાતી શબ્દો છૂટથી વાપર્યા છે. અંગ્રેજી શબ્દો જેવા કે સેશન, કલેક્ટર, નોટિસ, કોર્ટ, જજ, ગવર્નમેન્ટ, ગેઝેટ, મેજિસ્ટ્રેટ,

રિપોર્ટ વગેરેનો પણ ઉપયોગ કર્યો છે, અને ફારસી ભાષાને મળતા કરવા તેમના શબ્દભાગમાં ફેરફાર કર્યો છે.

કેટલાક પત્રોમાં શિખામણ અને જ્ઞાનવૃદ્ધિ માટે પોતાની રોજનીશીમાંથી જાણવા જેવી બાબતો ટાંકી છે. તેમાંથી નીચેનો વાર્તાલાપ સિકંદર અને તેના વડા પ્રધાન એરિસ્ટોટલ ફિલસૂફ વચ્ચેનો છે:—

સવાલ—ઈશ્વર પાસેથી શાની માગણી કરવી જોઈએ?
જવાબ—બંને દુનિયામાં બેહિશ્ત.
સવાલ—જીવન કેવી રીતે જીવવું જોઈએ?
જવાબ—હૃદયને ઇચ્છા પ્રમાણે કરીને અને તેને ખુશ રાખીને.
સવાલ—જીવન કયા કાર્યમાં ગુજારવું જોઈએ?
જવાબ—જ્ઞાનસંપાદનમાં.
સવાલ—મનુષ્યોમાં વિશેષ ડાહ્યું કોણ?
જવાબ—આ દુનિયા કરતાં બીજી દુનિયાને પસંદગી આપે તે.
સવાલ—બહાદુર કોણ?
જવાબ—દુનિયાના વિરોધથી કંટાળે નહિ તે.
સવાલ—કઈ મીઠાઈ ચાખનારને મારી નાખે છે?
જવાબ—હવસ
સવાલ—કયો અગ્નિ ચેતાવનારને બાળી મૂકે છે?
જવાબ—ઈર્ષા
સવાલ—કયો પાયો ખરાબ થતો નથી?
જવાબ—ન્યાય
સવાલ—દિલનો અંધકાર શું છે?
જવાબ—સંસારની માયા
સવાલ—દુનિયામાં કેવી રીતે રહેવું જોઈએ?
જવાબ—મુસાફરની જેમ.
સવાલ—મંઝિલ પર કેવી રીતે પહોંચવું?
જવાબ—આનંદથી.

'અહવાલે ગાયકવાર' નામનું ફારસીમાં એક ઇતિહાસનું પુસ્તક તેમણે રચ્યું હતું. તેની શરૂઆત તેમણે મરાઠાઓની ગુજરાતમાંની હકૂમતથી કરી ચોથ સરદેશમુખી વગેરે ઉઘરાવ્યાં ને તથા તેમના લશ્કરે અમદાવાદ, દમ્મણજી અને માળવામાં ધમાલ મચાવી તેનો તેમાં ખ્યાલ આપ્યો છે. કોઈ મુસલમાન ઇતિહાસકારે લખી હોય એવી ભાષા છે. ગુજરાત વિદ્યાસભા–અમદાવાદમાં આપેલી આપારાવ ભોળાનાથ પુસ્તકાલયના ફારસી હસ્તપ્રતોના સંગ્રહમાં એની એક નકલ છે. એનું કદ મોટું છે. લખાણ સામાન્ય નસ્તાલીક છે; અંતમાં તૂટક છે.

તેમની મુખ્તસર તારીખે ગુજરાન (ગુજરાતનો ટૂંકો ઇતિહાસ) નામની કિતાબમાં તેમણે ગુજરાતના રાજાઓ, સુલતાનો અને નાઝિમોનો ટૂંકમાં ઇતિહાસ આપ્યો છે. તેમણે ઠેઠ પેશ્વા સુધી એ પહોંચાડયો છે. ગુજરાત વિદ્યાસભા–અમદાવાદમાં આપેલી આપારાવ ભોળાનાથ પુસ્તકાલયના ફારસી હસ્તપ્રતોના સંગ્રહમાં એની પણ એક નકલ છે. એનું કદ મોટું છે; લખાણ નસ્તાલીક છે.

ફારસી ઉપરાંત સંસ્કૃત પુસ્તક વાંચવાનો તથા શાસ્ત્રીઓ પાસે વંચાવવાનો મહાવરો રાખ્યાથી સંસ્કૃતમાં તેમનો પ્રવેશ ઠીક હતો. વ્રજભાષા ઘણી સારી આવડતી હતી. તેમણે છેક ઉત્તરાવસ્થામાં વ્રજભાષામાં ઈશ્વરની ભક્તિ તથા વૈરાગ્ય પરત્વે પદ કર્યાં છે. આશરે એક હજાર પદ કરવાનો સંકલ્પ એમણે કર્યો હતો તે ઘણેખરો પૂરો થયો હતો.

છોટાભાઈઃ—એમનું બીજું નામ છોટમલાલ હતું. એ સારાભાઈના નાનાભાઈ હતા. એ પણ ફારસીના વિદ્વાન હતા. બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં કાઠિયાવાડમાં એ પ્રથમ દફતરદાર નિમાયા હતા. તેમણે અલી મોહમ્મદખાનની મિરાતે અહમદી, મૌલ્વી મોહમ્મદ સિકંદરની મિરાતે સિકંદરી અને સુજાનરાય બટાલવીની ખુલાસતુત્તવારીખ નામના ફારસી ભાષામાં લખાયેલા ઇતિહાસોના તરજૂમા ગુજરાતીમાં કર્યા

હતા. દોઢ ફૂટ લાંબી અને પોણો ફૂટ પહોળા તેત્રીસ કિતાબોમાં એ છે. તેમાં મિરાતે અહમદીની ઓગણીસ, મિરાતે સિકંદરીની બે, અને ખુલાસતુત્ તવારીખની ચાર છે. ગુજરાત વિદ્યાસભા–અમદાવાદની લાઈબ્રેરીમાં એ હસ્તપ્રતો સલામત છે.

ભોળાનાથ.—સારાભાઈની પ્રથમ સ્ત્રી તેમની યુવાવસ્થામાં ગુજરી જવાથી અને તેને પેટે કંઇ સતાન નહિ હોવાથી તેમણે દ્વિતીય લગ્ન કર્યું તેનાથી તેમને બે સતાન થયાં: પુત્ર ભોળાનાથ અને પુત્રી બહેનજીબા. ભોળાનાથનો જન્મ ઇ. સ. ૧૮૨૨ માં વડોદરામાં થયો હતો નાનપણથી જ પ્રાતઃકાળમાં ઊઠી પિતાનો આપેલો ફારસી પાઠ નિયમ પ્રમાણે કરતા. તે પછી તેમણે ફારસીનો, અભ્યાસ મુન્શી જ્લાલુદ્દીન પાસે કર્યો હતો. સર્વ ભાષા કરતાં ફારસીમાં ઘણી પ્રવીણતા હતી, ને સાથે અરબીનું પણ થોડુ જ્ઞાન ધરાવતા હતા. એમનો ફારસીનો અભ્યાસ એવો હતો કે ઘણા મુન્શીઓ પણ ફારસીના અટપટા સવાલમાં એમનો અભિપ્રાય લેતા ભોળાનાથ ફારસીમાં કવિતા પણ રચતા

થોડો વખત ન્યાયની કોર્ટમાં ગયા. અમદાવાદ અને ઉમરેઠમા મુનસિફ તરીકે રહ્યા સુરત ભરૂચ અને થાણા વગેરે ઘણે ઠેકાણે ન્યાયખાતામા તે સમયે દેશીઓને અપ તા મોટા અધિકાર ભોળાનાથે ભોગવ્યા હતા લાંબો સમય ખેડાના ન્યાયાસન પર કામ કર્યું હતું.

એ ગુજરાતના ધર્મસુધારક પવિત્ર મૂર્તિ હતા. એમના સમાજ-સુધારણા માટેના યત્નોના પરિણામે સ્ત્રીકેળવણીની શરૂઆત થઈ હતી. આ જ કારણથી ઇ સ. ૧૮૯૮મા શ્રીમતી શારદાબહેનના ડૉ. સુમંત મહેતા સાથે લગ્નપ્રસંગે ગવાના જોડકણામાં ઓવણે ગાયું છે—

"શારદા તુ ભણી તે મ્હોટાભાઈનું પુણ્ય."[1]

ભોળાનાથને તેમનાં પુત્રો પુત્રી 'મ્હોટાભાઇ' કહેતા.

---

૧ સ્મરણમુકુર—નરસિંહરાવ ભોળાનાથ પૃ. ૨૨

આરંભમાંની મૂર્તિપૂજા અને શ્રીઅંબાજીની દૃઢભક્તિ ઉપરાંત અપ્રતિમ ઈશ્વરાધનામાં વિરમી હતી. નીડરતાથી એમણે ધર્મગમાડાનો ઉચ્છેદ કરી સદ્ધર્મની ધજા ફરકાવવાનો યત્ન આદર્યો હતો. એમનું અવસાન ઇ. સ. ૧૮૮૬ મા થયું હતું

તેઓ શુદ્ધ રાષ્ટ્રીય સંગીતના શોખીન હતા. સારી મંડળી સ્થાપવા તત્પર રહેતા. સંસારસુધારણા સાથે ધર્મસુધારણા કરવાના હેતુથી બંગાળાના સુપ્રસિદ્ધ દેવેંદ્રનાથ ટાગોરના આદિ બ્રહ્મસમાજનું ગુજરાતીમાં રૂપાંતર કરવામાં મશગૂલ હતા.

ગુજરાતીમાં એમણે ગદ્ય અને પદ્યમાં ઘણું જ લખ્યું છે.

ત એક રોજનીશી–ડાયરી રાખતા હતા. તેમાં પોતાના રોજના કાર્યોની નોંધ રાખતા. ઘણાં વરસ સુધી તેમણે તે ફારસીમાં લખી હતી.

લોકોમાં વિદ્યા વૃદ્ધિ થાય એવી ઇચ્છાથી એમણે પોતાના દ્વિતીય પુત્રના અવસાન પછી તેના સ્મરણાર્થે અમદાવાદમાં રાયપુર લત્તામાં એક લાઇબ્રેરી સ્થાપી હતી જે ‘બાપરાવ ભોળાનાથ લાઇબ્રેરી’ના નામથી અદ્યાપિ મોજૂદ છે. તેમાનું ભોળાનાથનું પોતાનું ફારસી પુસ્તકાલય જોવા લાયક છે. અસલ સંગ્રહમાંથી ઘણી સારી સારી ચોપડીઓ ગૂમ થયેલી છે, બાકી રહેલીમાં કીડાએ પોતાનો વસવાટ બનાવી પાર્ગ્રી મિલકતને પાયમાલ કરી છે; વળી ફારસી અક્ષરો ઉપર ફાવે તેમ ટપકાં મૂકી ભવિષ્યના વિદ્વાન સંશોધકો માટે કામ કપરું કરી મૂક્યું છે. કીડાઓએ પોતાનું કામ પૂરું કર્યું ત્યાર પછી ગુજરાત વિદ્યાસભા અમદાવાદને એ સંગ્રહ સોંપવામા આવ્યો. હાલ તેમાં ફક્ત ૨૨૭ હસ્તલિખિત ફારસી પુસ્તકો સૂફીવાદ, કાવ્યસંગ્રહ, ઇન્શા ( પત્રવ્યવહાર ), હિસાબ, સંગીત, ઇતિહાસ, નીતિ, ધર્મ, ચરિત્રાખ્યાન, વ્યાકરણ, રોજનીશી, શબ્દકોશ, વગેરે વિવિધ વિષયો ઉપર છે. એ સંગ્રહનું એક અલભ્ય પુસ્તક દીવાન ખાતાનું છે, જેમાં રાજ્યના જમાખર્ચની સવિસ્તર નોંધ ફારસીમાં છે. પુસ્તકની લંબાઇ પોણા બે ફૂટ અને પહોળાઇ એક ફૂટ છે. એ

નકલ હિ. સ. ૧૧૬૧ ( ઇ. સ. ૧૭૪૮ )ની લખાયેલી છે. એમ અટકળ કરી શકાય કે જવાંમર્દખાન બાબીના સમયમાં આગમાં ઘણાં પુસ્તકોનો નાશ થયો હતો ને પછી એ તૈયાર કરવામાં આવ્યું હશે.

**નરસિંહરાવ ભોળાનાથ**– ફારસી ભાષાનો અભ્યાસ કુટુંબમાંથી નાબૂદ ન થાય એવી ભોળાનાથની ઉત્કટ ઇચ્છા હતી, તેથી એ જ્ઞાન પ્રવાહિત રાખવા પુત્ર નરસિંહરાવને સ્કૂલમાં સંસ્કૃત અને ઘેર ખાનગી સમય ફારસી શીખવવાને ગૌહરઅલી' નામના મુન્શી નીમ્યા હતા. નરસિંહરાવ 'સ્મરણ મુકુર'માં લખે છે કે "મુન્શી ગૌહરઅલી કુટુંબના જૂના મિત્ર અર્ધા આશ્રિત જેવા હતા એટલે એમનો વકર અમે રાખતા નહીં તેથી કંઇક, કંઇક ફારસીની લિપિમાં અવાસ્થવાના દૂષણને પોષક અંશો સિદ્ધ છે તેથી, કંઇક મુન્શીની શીખવવાની પદ્ધતિ અસલી આખુંદજી (મહેતાજી)ની રીત નીરસ હતી તેથી, 'કરીમા' (થોડેક સુધી જ) અને દિવાને હાફિઝ (થોડીક વાર્તાઓ સુધી) એટલેથી અટકીને મારો અભ્યાસ બંધ પડ્યો. મારા પિતાનો આગ્રહ ફળી ન શક્યો. મારા એક બે ભત્રીજાએ અને એક ભાણેજે એ ભાષાનો સાધારણ અભ્યાસ કર્યો. મારા ભાણેજ (ગુલાબચંદર જેને લોકો છબુકાકા કહેતા ) 'કરીમા' શીખતો હતો તે વખતે મારા પિતાએ પૂછ્યું, 'મકુન તકિયા બર ઉમરે નાપાયદાર' (અસ્થિર જિંદગી ઉપર આધાર ના રાખીશ.) પંક્તિનો અર્થ શો? તરત ઉત્તર મળ્યો, "ઉંબરા ઉપર અશીકું કરીને સૂઇ જવું નહિ." આ ઉપરથી સાબિત થાય છે કે ફારસીનો અભ્યાસ ધીમે ધીમે એ કુટુંબમાંથી અદૃશ્ય થતો ગયો.

રા. રા. રાગમોહનરાય જશવંતરાય દેસાઈ[2] (હારોલ) જે એક મહાન અભ્યાસી છે તે મને એક પત્રમાં જણાવે છે કે "મ્હારા દાદા

૧ સ્મરણમુકુર—નરસિંહરાવ ભોળાનાથ પૃ. ૧૮

૨ એમનું અવસાન તા. ૧૧ મી ઑગસ્ટ (ઈ. સ. ૧૯૫૦)ના રોજ થયું.

(એટલે માનનીય જસ્ટિસ સર હરસિદ્ધભાઇ દિવેટિયાના બાપના દાદા) બાજીભાઈ કહેતા કે આપણી સન્ધ્યા તેઓ ફારસીમાંથી વાંચીને શીખ્યા હતા. મ્હારાં કાવ્યોના એક ન્હાનકડા સંગ્રહ 'તરંગાવલી'માં મેં નોંધ્યું છે કે "મ્હારા માતુશ્રી ફારસી સાહિત્યનાં અભ્યાસી હતાં, અને ઉર્દૂમાં પણ કવિતા લખતાં."

એ કુટુંબમાં સારાભાઇના પરદાદા નથમલ મહેતાના પરદાદા નરસિંહદાસથી ફારસીનો અભ્યાસ શરૂ થઇ, આવી રીતે ધીમે ધીમે અદૃશ્ય થયો હોય એમ લાગે છે.

* * *

ગુલાબરાયઃ—એના બાપનું નામ બાબુરાય હતું. બાબુરાયનો બાપ કિરપારામ હતો. એ વડનગરા નાગર હતા. સુરતમાં તેઓ રહેતા હતા. ગુલાબરાયની ફારસી ભાષામાં પ્રવીણતા અપાર હતી. તે મુન્શી હતો તેમજ શાયર પણ હતો એની કવિતાનો સંગ્રહ ગુજરાત વિદ્યાસભા—અમદાવાદનો ( આપારાવ ભોળાનાથ પુસ્તકાલય તરફથી સોંપાયેલી) ફારસી હસ્તપ્રતોમાં છે. ગુલાબરાયનો ભાષા તથા કાવ્યલેખન પર કેટલો ગાઢ કાબૂ હતો તે એમાંથી જણાઇ આવે છે. તે ઉપર હિ. સ. ૧૨૩૬ (ઇ. સ ૧૮૨૧) છે. એ સંગ્રહના બે ભાગ છે: એકનું નામ 'રે'[1]નામા અને બીજાનું નામ 'વાવ'[2]નામા છે. એ બન્નેની રચના ઘણી સુંદર છે. 'રે'નામામાં શરૂઆતથી માંડી અંતપર્યંત 'રે' દરેક શે'રનો અંત્યાક્ષર છે. શરૂઆતની ત્રણ શે'રો 'અલિફ' (ફારસી પ્રથમ વર્ણ)થી શરૂ થાય છે. તે પછીની ત્રણ શે'ર 'બે' (ફારસી બીજા વર્ણ)થી એમ ફારસી વર્ણમાળાના છેલ્લા વર્ણ 'યે' સુધી ચાલુ રહે છે; એક પછી બીજો એક વર્ણ લે છે.

એનું 'વાવ'નામું પણ એ જ પદ્ધતિનું છે.

તેના કાવ્યરચનાના કાબૂના દૃષ્ટાંત માટે નીચે 'રે'નામામાંથી

---

૧ ફારસી લિપિનો વર્ણ. ૨ ફારસી લિપિનો વર્ણ.

કેટલીક શે'રે ટાંકવામાં આવી છે.
નીચેની શે'રો 'જીમ' વર્ણથી શરૂ થાય છેઃ—

"જુઝ નામે નીકુ દીગર હમા ચીઝ નાબૂદ શવદ હમી મકીન દાર;"
"જમશેદો ફરીદુનો સિકંદર દર નેકીઓ ઐર બૂદ હોશિયાર;"
"જાના! તૂ જફા મકુન બ મિસ્કીન, કુન મેહરો વફા મશવ સિતમગાર."

(સુંદર નામના સિવાય તમામ વસ્તુઓનો નાશ થાય છે, એ તું ખાતરીથી માન.

જમશેદ,[1] ફરીદુન[2] અને સિકંદર નેકી અને સખાવતનાં કામોમાં

---

1 પ્રાચીન ઇરાનના પેશદાદી વંશનો ચોથો પાદશાહ. તેના વિષે ઘણી વાતો છે.

તેની પાસે એક પ્યાલો 'જામે જમ' (જમશેદનો પ્યાલો) નામનો હતો. તેના ઉપર સાત લીટી હતી. હરેક લીટી દુનિયાના તે વખતે ગણાતા સાત ભાગોમાંનો એક ભાગ દર્શાવતી. તેમાં જોનારને દુનિયામાં બનતી હરેક બાબત જોવામાં આવતી, તેથી તેને 'જામે ગીતીનુમા' (દુનિયાનું પ્રતિબિંબ બતાવતો પ્યાલો) પણ કહેતા.

તેના સમયમાં જ શરાબની શોધ અનાયાસે થઇ હતી. એક દિવસ તે શિકાર ખેલવા ગયો તે પહેલાં એક બરણીમાં થોડી દ્રાક્ષ મૂકતો ગયો. તે પાછો આવ્યો ત્યારે તે ઉપર ફૂગ ચડી ગઇ હતી, તેથી બરણી ઉપર તેણે 'ઝેર' એમ લખ્યું. તેના ઘરમાં એક સ્ત્રી માથાના દર્દની બીમારીથી કંટાળી ગઇ હતી તેથી આપઘાત કરવા તેમાથી પીધી, પરંતુ કેફ ચડયો અને તેથી ઊંઘમાં પડી. ઊઠી ત્યારે તેને તે સારી થયેલી લાગી. તેમાથી તેણે તે પછી એટલી તો પીધી કે તમામ પૂરી થઇ ગઇ. બાદશાહ આગળ આ વાત ગઇ. ફરીથી તે જ પ્રમાણે કરવામાં આવ્યું અને જમશેદ તેમજ તેના દરબારીઓએ તે પીધી. તે ઉપરથી તેમને ખાતરી થઈ અને તેનું નામ 'ઝહ્રે ખુશ' (માફક ઝેર) આપવામાં આવ્યું.

સૂર્યવર્ષની શરૂઆત એણે જ કરી હતી. એ વર્ષ જે દિવસે શરૂ થાય છે તેનું નામ 'નવરોઝ' રાખ્યું હતું, જે દિવસે રાત અને દિન સરખાં હોય છે. એ એકવીસમી માર્ચે પડે છે. ઇરાનીઓ હજુ તે પાળે છે,

2 પ્રાચીન ઇરાનના પેશદાદી વંશનો એ છઠ્ઠો પાદશાહ હતો. એ ઘણો જ ડાહ્યો અને સખી હતો. તેના સમયમાં રાજ્ય ઘણું જ આબાદ હતું-

હોશિયાર પાદશાહો હતા.

પ્રિય ! તું રંક ઉપર સિતમ કર નહિ. મોહબ્બત કર અને વફાદાર રહે પરંતુ સિતમગાર થઇશ નહિ )

નીચેની શે'રો 'હે' વર્ણથી શરૂ થાય છેઃ—

"હાતિમ[1] ઝે સખાવત અસ્ત મશહૂર, અઝ ગંજે ગૌહર મશવ તૂ મગરૂર;"
"હૈરાન તૂ શવી ઝે સોહબતે બદ, ગુરીઝ બસાને તીર અઝ દૂર;"
"હૈરત દમા રા ખરાબ સાઝદ, તૂ ખાબ મકુનો બાશ બેદાર."

( હાતિમ[1] સખાવતને લીધે મશહૂર છે. ધન દૌલતથી તું મગરૂર ન થા. ખરાબ સોબતથી તું હેરાન થશે. દૂરથી તીરના જેટલી ઝડપથી તું ભાગ.

વ્યાકુળતા સૌની ખરાબી કરે છે. તું નિદ્રાવશ રહીશ નહિ; જાગ્રત રહેજે. )

સુંદરલાલઃ—તેનું અસલ વતન અમદાવાદ હતું. રાણા અરસીસિંગજીના જમાનામાં ઉદેપુરમાં તે નોકરી કરતો હતો. ફારસી ઝબાન તરફ એનું ખાસ વલણ હતું. તેણે ફારસી શબ્દકોશનો ગ્રંથ રચ્યો છે. તેમાં તેણે અરબી અને ફારસી શબ્દોના અર્થ હિંદુસ્તાનીમાં આપ્યા છે. ફારસી સાથે કેટલાક તુર્કી શબ્દો પણ તેણે લીધા છે. હિ. સ. ૧૨૩૫ (ઇ. સ. ૧૮૧૯ )માં એણે એ ખતમ કર્યો હતો.

રાવબહાદુર રણછોડલાલ છોટાલાલનું કુટુંબ

આ કુટુંબ સાઠોદરા નાગરનું હતું. એમાં ફારસી ભાષાનો અભ્યાસ વંશપરંપરાથી ચાલતો આવ્યો હતો. રણછોડલાલના પિતા [illegible] પણ ફારસી સારું જાણતા હતા. છોટાલાલનો જન્મ [illegible] સંવત ૧૮૩૭ ( ઇ. સ. ૧૭૮૧ ) માં પાટણમાં [illegible]

૧ એક અરબ સરદારનું નામ હતું. એ તાઇ [illegible] તેની ઉદારતા અને સખાવત માટે વિશ્વવિખ્યાત છે. અગાઉ એ થઈ ગયો હતો.

તેમના પિતા ઉદયશંકર[1] અમદાવાદના નવાબની નોકરીમાં હતા પાટણના દીવાન વિઠોબાના સમયમાં છોટાલાલ ફારસી જ્ઞાનને લઈને આરબ સિપાઈ વગેરેના નામનિશાન ચહેરા પત્રકો વગેરે સારી રીતે બનાવી શકતા હતા એમાં એમને ઘણી સારી કમાણી હતી આ નોકરીને લઈને તેમને લોકો બક્ષી કહેતા, જે અટક તેમના કુટુંબમાં ઊતરી આવી છે ફારસી દવાના કામમાં પણ પોતે અતિ કુશળ હતા વૈદકનો અભ્યાસ ઘેર કર્યો હતો ફારસી શીખેલા માણસોમાં ઘણે ભાગે ઘણા જ નમનતા શાંત સ્વભાવ, વિનય અને લાયકાત હોય છે તે મુજબ બક્ષી સાહેબ પોતાના વૈદકનો ઉપદેશ ધીમે રહીને પોતાના માણસોને અને નાતીલાઓને કરતા હતા, નાના છોકરાંને પણ માન આપીને બોલાવતા

છોટાલાલના દાદાના દાદા મંગળજી મહેતા હતા, જેના દાદ કહાનજી મહેતાએ અમદાવાદ નજીક આવેલા તેમના વતન ધોળકામાં બોસ્તાન[2] નામનું એક ફારસી પુસ્તક લખ્યું હતું[3]

ગુજરાતના મિલઉદ્યોગના પિતા રણછોડલાલનો જન્મ ઈ સ ૧૮૨૩ ના એપ્રિલ મહિનાની ૨૯મી તારીખે અમદાવાદમાં થયો હતો

---

૧ તેના સમયના નવાબના દીવાન અમદાવાદના વતની આણંદરાયના ઉદયશંકર જમાઈ થતા હતા તે પછી અમદાવાદ વડોદરાના ગાયકવાડના હાથમાં આવ્યું ત્યારે નવાબ પટ્ટણ (પાટણ) ગયો પાટણ ... રાધનપુર પણ નવાબના હાથ નીચે હતું ઉદયશંકર પણ નવાબ ... હતા, જ્યાં છોટાલાલનો જન્મ થયો હતો

૨ શીરાઝના વિશ્વવિખ્યાત કવિ શેખ સા'દીએ ઈ સ. ૧૨૫૭માં ખતમ કર્યું

૩ રાવ બહાદુર રણછો

તેમણે ફારસી શીખવાની શરૂઆત દસ વરસની ઉમરે[1] પ્રથમ મુન્શી ફૈઝુદ્દીનના અને તે પછી પોતાની ન્યાત ( નાગર ) ના બાપુ મુન્શીના હાથ નીચે કરી હતી. તે પછી તે ભોળાનાથ સાથે તેના પિતા સારાભાઇના હાથ નીચે શીખ્યા હતા. સારાભાઇ એમના પિતા છોટાલાલના દિલોજાન દોસ્ત હતા. એમણે સરકારી નોકરી જુદી જુદી જગાએ કરી હતી. તેમનું અવસાન ઇ. સ. ૧૮૯૮માં થયું હતું.

**બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા:**—નડિયાદના સાઠોદરા નાગર હતા. એમનો જન્મ ઇ. સ. ૧૮૫૮માં થયો હતો. ગુજરાતી હિંદી અંગ્રેજી અને સંસ્કૃત ઉપરાંત ફારસી અને અરબીનું સારું જ્ઞાન ધરાવતા હતા. ફારસીમાં ઉચ્ચ કક્ષાની પ્રવીણતા હતી. પોતે ગુજરાતીના સારા કવિ હોઈ હાફિઝની ગઝલોને ગુજરાતી ગઝલોમાં ઉતારવામાં બરાબર ન્યાય આપ્યો છે. એમાંની દસ જેટલી ગઝલ શ્રી. ઉમાશંકર જોશીના ' ક્લાન્ત કવિ ' નામના પુસ્તકમાં છે.

એમ જણાય છે કે કવિના પિતાના વખતમા વીરપુરથી એક પીરનો દીવો ઘેર આવ્યો હતો અને રોજ સંધ્યાકાળે તે પેટાવવામાં આવતો.[2] બાલાશંકર લોબાનનો ધૂપ કરી તે દીવા આગળ સાંજને

---

. ૧ એમની બાળવયમા તુળજારામ મહેતાજીની નિશાળ સૌથી શ્રેષ્ઠ ગણાતી હતી. તેમા ૭ વરસની ઉમરે એ દાખલ થયા તુળજારામ જાતે વિસનગરા નાગર હતા, ફારસી ઉપર સારો કાબૂ ધરાવતા હતા, છોકરાંઓ ઉપર તેમનો અતિ પ્રેમ હતો.

૨ હાફિઝ માટે આ પ્રકારની જુદી જુદી વાતો છે:

શીરાઝ શહેરથી લગભગ ચાર માઈલ દૂર બાબા કોહી નામથી ઓળખાતું એક તીર્થસ્થળ છે, જે એક નાની ટેકરી ઉપર આવેલું છે તે વિશે એવી માન્યતા છે કે જે માણસ ત્યાં બરાબર ચાળીસ દિવસ સુધી એકાગ્રચિત્તે ખુદાનું ધ્યાન ધરે તેને હઝરત ખિઝ્ર પેગમ્બર (જેમણે અમૃતપાન કર્યું હતું ને) એવી કોઈ એક દૈવી શક્તિ અર્પે છે કે જેથી તે જગતમાં પોતાનું નામ

સમયે ધ્યાનમાં બેસતા - એ સાધનાથી એમણે 'મરત ફકીરી'

અમર કરી જાય છે ખ્વાજા હાફિઝે પણ તેમ કરવાની શરૂઆત કરી દરરોજ મધ્યરાત્રિ પછી ખુદાનું ધ્યાન ધરવા જતો અને પ્રાતઃકાળે ઘેર પાછો આવતો તે વખતે શાખે નબાત નામની સુંદરીની પ્રેમજાળમાં તે સપડાયો હતો ચાળીસ દિવસમાં ફક્ત એક દિવસ બાકી રહ્યો ત્યારે બાબાકોહી તરફ જતા તે ઉપર્યુક્ત સ્ત્રીના ઘર આગળ આવ્યો. સુંદરીએ તેને જોઈ હાક મારી હાફિઝ તો રાજી રાજી થઈ ગયો, કારણ કે જે સ્ત્રી તે દિવસ પર્યંત એનો ભાવ નહોતી પૂછતી તેણે પહેલી વખતે જાતે તેને બોલાવ્યો મગ્ન થઈ તેને ત્યાં ગયો. પ્રેમચેષ્ટા થવા લાગી મીઠી મધુરી વાતો વદેવા લાગી આખરે હાફિઝ ફસાયો અને આ ધ્યાનની છેલ્લી રાત છે એ પણ ભૂલી ગયો મોડી રાત્રે વિસારે પડેલી વાત યાદ આવી સુંદરીએ આનાકાની કરી, ઊંધા પાટા બાંધી, કાવતરાંજાળ પાથરી, પણ હાફિઝ કાંઈપણ પરવા કર્યા વગર સીધો બાબા કોહી તરફ દોડ્યો છેલ્લી રાત ધ્યાનમાં વ્યતીત કરી અને સિદ્ધિ પ્રાપ્ત કરી તેણે ધ્યાન શાખે નબાત માટે કર્યું હતુ, પરંતુ તેને કાવ્યકન્યા મળી ગઈ. સવારમાં ઊઠતા વેંત એક ગઝલ લખી

એમ પણ કહેવાય છે કે હાફિઝ પોતાની ગરીબ સ્થિતિને લઈને બાળવયમાં એક ભઠિયારાને ત્યાં નોકરી કરતો હતો તેની બાજુમાં જ એક મદ્રેસા હતી તેમાં ફુરસદના સમયમાં જઈ લખતા વાંચતા શીખ્યો તે વખતે શીરાઝ કાવ્યધૂનમાં હતુ હાફિઝ જેવા કાવ્ય કરનારાઓ એક કાપડિયાને ત્યાં મળતા અને પોતપોતાની રચેલી ચીજો લલકારતા હાફિઝની એ ચીજોની હાંસી થતી તેથી તેને એક દિવસ લાગી આવ્યું. તે આજ કારણથી બાબા કોહી નામના ચમત્કારિક તીર્થસ્થળ આગળ જઈને દરજના રીતે રડ્યો તેને રાત્રે સ્વપ્ન આવ્યું કે એક વૃદ્ધ માણસે પોતાને મેવાનો એક કોળિયો આપ્યો ને એમ કહ્યું કે 'જ્ઞાનનો દરવાજો તારે માટે હવે ખુલ્લો છે' હાફિઝ સવારે જાગ્યો ત્યારે તેનામાં કવિત્વશક્તિ આવી ગયેલી જણાઈ. ત્યારે તેણે એક ગઝલ લખી જેની પહેલી ટૂંક આ છે —

'દૂશ વક્તે સેહર અઝ ગુસ્સા નજાતમ દાદન્દ,
વન્દરાં ઝુલ્મતે શબ આબે હયાતમ દાદન્દ'

(ગત પ્રભાતકાળે મને આપદ્‌માંથી મુક્તિ મળી અને રાત્રિના અંધારામાં મને અમૃતનું પાન કરાવવામાં આવ્યું) (મયખાના પૃ. ૯૧-૯૨)

સ્વીકારી હતી.[૧]

આવો સ્વાનુભાવ અને ફારસી ભાષાનો ગાઢ પરિચય એટલે સહેજે બાલાશંકર જલ્લુદ્દીન રૂમી, શીરાઝનું બુલબુલ હાફિઝ, શેખ સાદી શીરાઝી વગેરે સૂફીઓમાં અનુરક્ત બન્યા.

આ જ કારણથી સરળ ગુજરાતી વાણીમાં સૂફી હૃદયે વહાવવામાં એમને મુશ્કેલી આવી નથી. ફારસીની વધારે અસરવાળી અને મસ્તભરી એની કવિતા છે. તેનું માધુર્ય ઓર જ છે. આ જાતની કવિતાના રસાસ્વાદ પદને એ યોગ્ય જ છે.

એમણે 'ઇતિહાસમાળા' નામના ચોપાનિયામાં ફારસીમાં લખાયેલા ઇતિહાસોનો ગુજરાતીમાં અનુવાદ કરવાનો સ્તુતિપાત્ર પ્રયત્ન શરૂ કર્યો હતો. એ ઇતિહાસમાળાના પ્રથમ પુસ્તકોમાં જે ચાર ગ્રંથો શરૂ કરવામાં આવ્યા હતા તે (૧) આઈને અકબરી,[૨] (૨) તારીખે ફરિશ્તા,[૩] (૩) મિરાતે સિકંદરી[૪] અને (૪) તુઝુક

---

આવી તો ઘણીએ વાતો છે જેમાની કોઇપણ વિશે ખાતરીથી અભિપ્રાય આપી શકાય એમ નથી.

હાફિઝે તેની ગઝલોમાં શાખે નબાત (શાખ–ડાળી, નબાત–સાકર)નો વારંવાર ઉપયોગ કર્યો છે તે ઉપરથી પ્રથમ વાત ઉપજાવી કાઢેલી લાગે છે.

૧ ઉમાશંકર જોશી–ક્લાન્ત કવિ–ઉપોદ્ઘાત પૃ. ૩૮

૨ અબુલફઝલે લખેલુ છે જે (આઈન એટલે રીતરિવાજ અને અકબરી, અકબર પાદશાહ ઉપરથી) અકબરના સમયના રીતરિવાજો, રાજ્યની આવકજાવક, કાયદાકાનૂન, દરેક સૂબા વિશે માહિતી, તેની હદ, ક્ષેત્રફળ વગેરેનો મહાન ગ્રંથ છે.

૩ મોહમ્મદ કાસિમ ફરિશ્તાએ લખેલો ઇતિહાસ છે. ફરિશ્તા અકબરના સમયનો મહાન ઇતિહાસકાર હતો, મુસલમાન સમયની શરૂઆતથી માંડી અકબરના સમય સુધીનો એણે વિસ્તારે ઇતિહાસ લખ્યો છે. એમાં નાના નાના રાજવંશોનો પણ સમાવેશ કરેલો છે. ઇતિહાસકારે કોઇપણ જાતની તરફદારી કર્યા સિવાય સત્ય માહિતી અને હકીકતો આપવાનો પ્રયત્ન કર્યો છે. કદરયુક્ત બનાવોની પ્રશંસા કરી છે અને હલકી અને અને તિરસ્કારયુક્ત હકીકતોને ધિક્કારતાં તે અચકાયો પણ નથી

૪ એ વિશે આગળ ઉપર આવશે.

જહાંગીરી[1] હતા. આ ઇતિહાસમાંથી તેમણે જૂનાગઢના નવાબ સાહેબને અર્પણ પણ કર્યું હતું. કેટલાક કારણોને લીધે એ ઇતિહાસમાંના થોડા જ અંક પછી બહાર પડ્યા હતા જો એમનો સ્તુતિપાત્ર પ્રયત્ન જારી રહ્યો હોત તો ગુજરાતને ઘણા સારા ફારસી ગ્રંથોનો લાભ મળ્યો હોત એમનું અવસાન ઈ સ ૧૯૪૨માં થયું

**આત્મારામ મોતીરામ દીવાનજી —**

ફારસી ભાષામાં પ્રવીણ હતા એમણે અસલ ફારસી ગ્રંથ ઉપરથી મિ'રાતે સિકંદરીનું ભાષાંતર કર્યું છે, જે એમણે જેમ બને તેમ ફારસી પુસ્તકને વળગી રહી કર્યું છે એમનું એ પ્રકાશન ઈ સ ૧૯૧૪ના જુલાઈનું છે

મિ'રાતે સિકંદરી સિકંદર બિન મોહમ્મદ મન્જૂએ લખેલો ઇતિહાસ છે મિરાત એટલે આરસી અને સિકંદરી—સિકંદર જે ગ્રંથકર્તાનું નામ છે તે ઉપરથી છે, અર્થાત સિકંદરની આરસી ગ્રંથકર્તા પોતાના ઉપોદ્ઘાતમાં જણાવે છે કે જેમ આરસી કોઈની પણ તરફેણ રાખ્યા વગર જે ખરી પ્રતિમા છે તે બતાવે છે તે પ્રમાણે ગ્રંથકર્તાએ પણ કોઈની તરફેણ કર્યા વગર દરેક સુલતાનના સારા નરસા કૃત્યોનો ચિતાર આપ્યો છે એ અસલ ગ્રંથ ઈ સ ૧૬૧૧ (હિ. સ ૧૦૨૦) નો લખાયેલો છે

**ફારસીમાં કાબેલિયત ધરાવતું 'વસાવડા' કુટુંબ :**

મારા ગુરુ શ્રી ઇન્દુકુમાર મોહનલાલ વસાવડા માંગરોળ-સોરઠના વતની જે હાલ દાહોદની હાઈસ્કૂલમાં ફારસીના શિક્ષક છે અને જેમની ફારસીમાં પ્રવીણતાનો લાભ મેં ડી. સી. આ આર્જનિક,

---

1 તુઝુક એટલે કાનૂન અથવા બાદશાહે નોંધેલા બનાવો. જહાંગીરી નામક પુસ્તક જહાંગીર ઉપરથી, એમણે પોતાના રાજ્ય દરમિયાન બનેલા બનાવોની નોંધ રાખી હતી તેનો એ સંગ્રહ છે લખાણશૈલી સુંદર અને સરળ છે એમાં આડંબર નથી. જહાંગીર એક મહાન સાહિત્યકાર હતો આ નોંધપોથી વાંચવાથી જણાય છે કે હકીકતોને એ ચીવટથી વળગી રહ્યો હતો.

હાઈસ્કૂલ (ડા ડી, સુરત)માં તેમના પ્રિય શિષ્ય તરીકે ઉછર્યા હતા. તે, મારા પત્રના[1] જવાબમાં તેમના કુટુંબની વ્યક્તિઓનો ફારસીમાં કેટલો રસ હતો તે જણાવતાં લખે છે:—

"મારા દાદા ફારસીના અભ્યાસી હતા, તેમજ મારા કાકા તેમજ પિતા પણ શોખીન હતા. પરંતુ એ સાહિત્ય વાચી તેમાંથી આનંદ મેળવવા પૂરતું જ. મારા પિતા એન્જિનિયર હોવા છતાં તેમણે પોતાનો આરામનો સમય ફારસી વાચનમાં ગાળ્યો હતો, અને છેવટે, તેમણે સરકૃતનો પણ અભ્યાસ કરેલો. તેમણે રૂમીની[2] મસ્નવી, દીવાને શમ્સ તબ્રેઝ,[3] દીવાને હાફિઝ વગેરે પુસ્તકોનો સંપૂર્ણ અભ્યાસ

---

૧ તા ૧૪-૧૧-૪૮ના પત્રમાં

૨ જલાલુદ્દીન રૂમી—સામાન્ય રીતે મૌલવી અથવા મૌલાના રૂમી તરીકે ઓળખાય છે ઈ સ ૧૨૭૩માં એમનું અવસાન થયું હતું. તેની મસ્નવી (મહાકાવ્ય) ઘણી જ મશહૂર છે, જે વિશે કહેવાય છે કે

"મસ્નવિયે મૌલવીએ માનવી, હસ્ત કુરાન દર ઝબાને પહેલવી"

[મૌલવી માનવી (જલાલુદ્દીન રૂમી)ની મસ્નવી (મહાકાવ્ય) પહેલવી (ફારસી) ઝબાનમાં કુરાન છે]

કુરાન અરબી ઝબાનમાં છે અને આ ફારસીમાં છે કહેવાનો ભાવાર્થ—રૂમી એટલે જલાલુદ્દીન રૂમીની મસ્નવી (મહાકાવ્ય) છે. એમાં ભક્તિમાર્ગના સિદ્ધાંતો અને કથનોને વાર્તા, દૃષ્ટાન્ત અને ઐતિહાસિક કથા મારફત સમજાવવામાં આવ્યા છે એ ખાસ કરીને જીવનના આચાર, વિચાર અને પુરુષાર્થ સાથે સબંધ ધરાવે છે. શાયર આ ગ્રંથના અરબીમાં લખેલા દીબાચામાં જણાવે છે કે "આ ગ્રંથ, કુરાનનું વિવરણ અને નીતિનો સુધારક છે જેમાં અદ્ભુત અને અસાધારણ વાતો, સર્વોત્તમ પ્રવચનો અને મહત્ત્વની દલીલો છે એ ભક્તોનો માર્ગ અને પ્રથમ પ્રવેશીઓનો બાગ છે"

૩ શમ્સુદ્દીન તબ્રેઝી (હકમા શમ્સે તબ્રેઝ—ઈરાનના આઝરબાઈજાનમાં તબ્રેઝ શહેર છે ત્યાં જન્મ્યા હતા તે ઉપરથી તબ્રેઝી અને શમ્સુદ્દીન ઉપરથી શમ્સ) એ એક ફરતા ફકીર હતા એના સબંધમાં મશહૂર શાયર

કર્યો હતો,[1] પણ ગુલિસ્તાન અને બોસ્તાન[2] તેમનાં પ્રિય પુસ્તકો હતાં

---

જલાલુદ્દીન રૂમી ઈ. સ ૧૨૪૪મા આવ્યા હતા અને તેમના ઉપર શમ્સુદ્દીનની ઊંડી છાપ પડી હતી. જલાલુદ્દીને તેમને પોતાના રૂહાની (આધ્યાત્મિક) ગુરૂ તરીકે સ્વીકાર્યા હતા તેમણે જે દીવાન (ગઝલગ્રંથ) લખી હતી તેનું નામ ગુરુના નામ ઉપરથી 'દીવાને શમ્સ તબ્રેઝ' રાખ્યું હતુ આ ગઝલો જલાલુદ્દીન માટે ભક્તિભાવ (સૂફીવાદ)ના ઉત્તમ શાયર તરીકે ગણાવા બસ હતી.

૧ હાફિઝ એટલે પવિત્ર કુરાન મોઢે કરનાર શીરાઝના આ શાયરે બાલ્યાવસ્થામા કુરાન મોઢે કર્યું હતુ તેથી તેમણે એ તખલ્લુસ રાખ્યું હતુ હાફિઝની દીવાન (ગઝલગ્રંથ) ઘણી જ લોકપ્રિય છે. સામાન્ય રીતે ગઝલોની લોકપ્રિયતાનું કારણ શેરોનો દ્વિઅર્થ છે વિષયાસક્ત વાચકો પોતાના મનોવિકારનુ પ્રતિબિંબ તેમા જુએ છે અને તે જ પ્રમાણે તેનો અર્થ કરે છે. પ્રભુપ્રેમી તેમા ભક્તિમાર્ગ નિહાળી તેમા રસ લે છે. હાફિઝની ગઝલોનો પણ વાચકો પોતાના મનોવિકાર મુજબ અર્થ કરે છે નીચેનો શેર હાફિઝની એક ગઝલમાથી છે —

શબી મજનૂન બ લયલા ગુફ્ત કય માશૂકે બેહમતા,
તુરા આશિક શવદ પયદા વલી મજનૂન ન ખાહદ શુદ

[ એક રાતે મજનૂને (આશિકે), લયલા (માશૂક)ને કહ્યુ - "ઓ અદ્વિતીય માશૂક, તને આશિક તો મળી રહેશે, પરતુ તે મજનૂન (ગાંડો) તો નહિ જ થાય.]

૨ જગમશહૂર સાદી શીરાઝી (શીરાઝનો વતની હોવાથી) એ લખેલ એ બે પુસ્તકો છે લગભગ ૩૦ વર્ષની લાબી મુસાફરીમા તેમનો અનુભવ જુદા જુદા દેશોની વ્યક્તિઓ સાથેનો તેમનો પરિચય, મનુષ્યચારિત્ર્યનું તેમનુ પૂર્ણજ્ઞાન, જીવનના હેતુ અને વિકારની સપૂર્ણ માહિતી, તેમના વિચારની પ્રૌઢતા અને શુદ્ધ નીતિના આધારે આ પુસ્તક તેમણે લખ્યા હતા એ બેમા સુદર નૈતિક કથનો છે ગુલિસ્તાન લમદા વાર્તા અને રસિક કથનો અને વ્યાવહારિક જ્ઞાનના બોધપાઠોનો સમૃદ્ધ ભંડાર છે 'બોસ્તાન' પણ આવું જ પુસ્તક પદ્યમા છે. એની સાલ લખતા તે પોતે કહે છે કે "હિ સ ૬૫૫ (૧૨૫૭)મા આ સુદર ખજાનો મોતીથી ભરાઇ ગયો "

તેમાંથી વિચારો લઇ તેમણે ગુજરાતીમાં કેટલાંક ભજનો લખ્યાં હતાં. આથી વિશેષ તેમણે ફારસીના સાહિત્યમાં ફાળો આપ્યો નથી. મારા કાકાના પુત્રો પણ ફારસી જાણતા, પરંતુ તે અભ્યાસ પૂરતું જ. મારા બન્ને (સ્વ.) મોટાભાઇ પણ ફારસીના શોખીન હતા, પરંતુ તેઓએ એન્જીનિયરિંગ ખાતામાં પડયા પછી તે અભ્યાસ છોડી દીધો. મારા બન્ને (વિદ્યમાન) નાના ભાઈઓ પણ અભ્યાસ પૂરતું જ ફારસી જાણતા હતા, જો કે ફારસીમાં સારા ગણાતા. મારા કાકાના પુત્ર ભાનુપ્રસાદ વસાવડાએ બી. એ. માં ઐચ્છિક વિષય તરીકે ફારસીને પસંદગી આપી હતી. તે હાલ રાજકોટ સેક્રેટરિયેટમાં નોકરી કરે છે. મારા માસીના પુત્ર શ્રી. ઇશ્વરલાલ અંબકલાલ વસાવડા બી. એ., એસ. ટી. સી. ફારસીના શિક્ષક છે. તેમણે ફારસીમાં પત્રો, નિબંધ અને વાતચીતનું પુસ્તક બહાર પાડેલું. મારા બનેવી બૂચ ઇશ્વરપ્રસાદ છગનલાલ ફારસીમાં કાબેલિયત ધરાવતા હતા, પરંતુ દુર્ભાગ્યે ઈ. સ. ૧૯૨૮ માં તેમનું અવસાન થયું. આમ ફારસી તો મારા કુટુંબમાં ઘરના જેવી ઝબાન છે."

પૂ. ઇન્દુકુમાર પોતે ફારસીના શોખીન છે. તેઓ જણાવે છે કે "મેં ફક્ત બચ્ચાંમાં ફારસી પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવાના પ્રયત્નો કર્યા છે." ફારસી ઉચ્ચાર ઉપર એઓ સારો કાબૂ ધરાવે છે અને ફારસીના શિક્ષક તરીકે ગુજરાતની માધ્યમિક સ્કૂલોમાં એમની ખ્યાતિ સારી છે. એમની ફારસી શીખવવાની ઢબ ઘણી જ આકર્ષક મને લાગતી. એમણે 'ફારસિયે બચ્ચગાન' (બાળકો માટે ફારસી) નામનું એક નાનું પુસ્તક લખ્યું છે. ફારસી કાવ્યો પણ લખે છે, અર્થાત્ શાયર પણ છે.

## કેટલાક ફારસી–રસિક નાગરો

નાથજી:—એ ખીમજીનો પુત્ર હતો. ખીમજીના પિતાનું નામ ગોબિંદજી (ગોવિંદજી) હતું. બેંગણપુર[1] તેની જન્મભૂમિ હતી. પોતે

[1] જે હાલ ગોમતીપુર કહેવાય છે. જે અમદાવાદનું એક પરું છે.

ફારસી ઝબાનમાં ફાઝેલ મુન્શી હતો. એમ જણાય છે કે તેને પુસ્તકો જમા કરવાનો શોખ હતો. તેણે 'ઇન્શાએ યૂસુફી" નામની યૂસુફ હુસેન બલ્ખીએ રચેલી ફારસી કિતાબ ઇ. સ. ૧૬૫૨ (હિ. સ. ૧૦૬૩)માં પોતાની લાઇબ્રેરીમાં ઉમેરી હતી.[1]

મહેતા ઉદયરામ ભટ્ટ:—એ અમદાવાદમાં રહેતો હતો. ફારસીમાં સુંદર ગદ્ય લખતો હતો. તે પોતાના ગદ્યમાં પદ્યનો પણ ઉપયોગ કરતો હતો. શાયરીનો તેને ઘણો શોખ હતો, પરંતુ તે પોતે શાયર ન હતો. ઈ. સ. ૧૭૪૮ (હિ. સ. ૧૧૬૨) પર્યંત તે હયાત હતો.[2]

જસવંતરાય:—એ અમદાવાદનો વતની હતો. ઈ. સ. ૧૭૪૯ (હિ. સ. ૧૧૬૩) પર્યંત હયાત હતો. એને પણ પુસ્તકો જમા કરવાનો શોખ હતો, અને એક લાઇબ્રેરી પણ તેની હતી. દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ જણાવે છે કે "તેમાંની બાકી રહેલી કિતાબોમાંથી જે મેં જોઇ છે તેમાં તેના સિક્કા મોહર છે. આ ગ્રંથો અમદાવાદના એક નાગર ગૃહસ્થને ત્યાંથી મળ્યા છે. તેઓ કહે છે કે તેમના વડીલો તરફથી એ વારસામાં મળતા આવ્યા છે."[3]

હરિપ્રસાદ:—તેના પિતાનું નામ શિવપ્રસાદ હતું. તેનું અસલ વતન વડનગર હતું, પરંતુ વિરમગામમાં તે રહેતો હતો. તેની ફારસી ઝબાન ઘણી સાદી હતી. હસ્તલિખિત 'મિરાતે સિકંદરી'ના પરિશિષ્ટ ઉપરનું લખાણ એના સમર્થનરૂપે ગણી શકાય.

તેનું નસ્તાલીક લખાણ પણ સુંદર અને સ્વચ્છ હતું. ફુરસદનો સમય તે અભ્યાસમાં ગાળતો. ઈ. સ. ૧૮૨૫ (હિ. સ. ૧૨૪૧) પર્યંત તે હયાત હતો.[4]

---

૧ દી. બ. કૃ. મો. ઝવેરી—ફારસી ગ્રંથો પૃ. ૪૪
૨ " " " " " ૫૪
૩ " " " " " ૪૩
૪ " " " " " ૬૨

મહેતા તુળજારામઃ—એ અમદાવાદનો રહીશ હતો. ફારસી ગદ્ય તેમજ પદ્ય ઉપર સારો કાબૂ ધરાવતો હતો. દી. બ. કૃ. મો. ઝવેરી જણાવે છે કે "એની ફારસીની એક નઝમ મારી નજર આગળ છે તે ઉપરથી તેની લાયકાતને અન્દાજ મળે છે.

તેની પ્રથમ શે'ર નીચે પ્રમાણે છે—

હઝાર શુક્રો હઝારાન સિપાસે યઝદાની,
હઝાર શુક્રે પ્નાયાતે રહ્મે રહમાની.

[ હજાર અને હજારો વાર ઈશ્વરનો આભાર અને ઉપકાર (માનું છું). દયાળુ પરમાત્માની કૃપા અને મહેરબાની માટે હજાર વાર આભાર (માનું છું). ]"

ઝિલ્હજ્જની ૧૯ મી તારીખ ને શુક્રવારે એ નઝમ રચવામાં આવી હતી.[1]

આત્મારામજીઃ—તેનો જન્મ સુરતમાં થયો હતો. ત્યાં જ તે ઉછર્યો હતો. વિદ્વાનોની દેખરેખ નીચે તેણે ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી હતી. સરકારી નોકરીમાં જોડાયા પછી ધીમે ધીમે સુરતના નવાબના દીવાની ખાતામાં ઉચ્ચ દરજ્જાના અમલદારના હોદ્દા પર પહોંચ્યો હતો. સુરતમાં તેણે સારી કીર્તિ મેળવી હતી.

ફારસી ગદ્ય તેમજ પદ્ય ઉપર તેનો સારો કાબૂ હતો. મશહૂર વિદ્વાન જનાબ બખ્શૂ મિયાંનુ[2] અવસાન થયું ત્યારે તેણે એક શોકગીત (મરસિયો) લખ્યું હતુ. તેમાં તેણે તેમના મરણની સાલનો ઉલ્લેખ કર્યો છે.

---

૧ દી. બ. કૃ. મો. ઝવેરી—ફારસી ગ્રંથો પૃ. ૪૮

બહુધા મહેતા તુળજારામ તે જ શખ્સ છે જેની નિશાળ રણછોડલાલ છોટાલાલના બાળવયના જમાનામાં શ્રેષ્ઠ મણાતી અને તેમાં તે છ વરસની ઉમરે દાખલ થયા હતા.

૨ હઝરત શેખ અહમદ બહાદુર ઉર્ફે બખ્શૂમિયાં. એમણે 'ગુલદસ્તએ સુલહા' (મહાત્માઓના મઝારો) નામનું પુસ્તક લખી પવિત્ર પુરુષોના નામો ગુમ થતાં હતાં તે ઉગાર્યાં. (હકીકતુસસૂરત-ફારસી પૃ. ૧૫૫)

"નજીમ મુન્સિફ અબ્દુ મિયાં વહીદુદ્દહર,
    કે દહર સૂયે બિહિશ્તે બરીં રવાં ગર્દીદ;
બરાયે સાલે વિસાલશ ચૂં ફિક્ર બેનમૂદમ,
    નિદા બગોશમ અઝ હાતિફ ચુનાં ગર્દીદ;
દલા ! બે આપ્ત દિલે ખુર્દ, સરે ખિરદ રફતા,
    શિકસ્તા પાયે બલાગત હુનર નિહાં ગર્દીદ."[1]

[ઉચ્ચ ખાનદાનના મુન્સિફ અબ્દુ મિયાં જે પોતાના જમાનામાં અનન્ય હતા તેમણે આ દુનિયામાંથી સ્વર્ગ તરફ પ્રયાણ કર્યું.

જ્યારે તેમના અવસાનની સાલ વિશે મેં વિચાર કર્યો ત્યારે મારા કાન ઉપર ગુપ્ત વાણીનો અવાજ આવ્યો કે 'ઓહ ! તેમણે તેમનું દિલ ગુમાવ્યું, ડહાપણનું શિર ગયું, વક્તૃત્વનો પગ ભાંગ્યો અને હુનર છુપાઈ ગયો.][1]

અબ્દુ મિયાંનું અવસાન ઈ. સ. ૧૮૪૮ (હિ સ. ૧૨૬૫)માં થયું હતું.

**વૈદ્ય ઇંદ્રજી નરભેરામ** —૭ વરસની બાલ્યાવસ્થામાં જ માતા પિતા સાથે પોતે કાશી ગયો[2] હતો. ત્યાં પોતાના કાકા તથા પિતાની નોકરી થવાથી ત્યાં જ રહ્યો. વડીલોની ઉચ્ચ સ્થિતિનો લાભ લઈ તેણે ફારસી સંસ્કૃત સંગીત જ્યોતિષ અને વૈદક વિદ્યાનો સારો અભ્યાસ કર્યો.

---

૧ દી. બ. કૃ. મો. ઝવેરી–ફારસી ક્ર થો પૃ. ૬૩-૬૪

આમાંની કોઈપણ શે'રમાંથી સાલ નીકળતી નથી તેથી એમ લાગે છે કે જે શે'રમાંથી સાલ નીકળે છે તે લખવાની રહી ગઈ છે પરંતુ અબ્દુ મિયાંનું અવસાન હિ. સ ૧૨૬૫માં થયું હતું એમ એમના ખાનદાનની વ્યક્તિ પાસે જાણવાનું મળ્યું

૨ વિશેષે કરીને એ કાશીમાં રહ્યો હતો તેથી જૂનાગઢમાં કાશીવાળાનું ઉપનામ દેવામાં આવે છે

જૂનાગઢમાં આવી તુરત જ પોતાની કુશળતા અને પ્રામાણિકતાને લઈને રાજ્યના જોખમી હોદ્દાઓ ઉપર નિમાયો હતો. ખાસ કરીને તેણે ખજાનચીનો હોદ્દો લગભગ ૩૦ વરસ પર્યંત ભોગવ્યો હતો.[૧]

સુરતના ત્ર્યંબકભાઇ દેસાઇ અને હરદયાળ મુન્શીની ફારસી વિદ્વાનોમાં ગણના થતી હતી.[૨]

ગુજરાતી ભાષાના મશહૂર નવલકથાકાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇ મારા પત્રના જવાબમાં માહિતી આપે છે[૩] કે માધવલાલ ગંગાધર અને રાવજીભાઇ માધવલાલ બંને પિતા તેમજ પુત્ર જે લગભગ પચાસેક વરસ ઉપર વડોદરા સરકારના ન્યાયખાતામાં કામ કરતા હતા તે બંને ફારસીના વિદ્વાનો હતા વળી હાલેલ, અમદાવાદ અને વડોદરાના પ્રખ્યાત મુન્શી બળવંતરાય પણ ફારસી વિદ્વત્તા માટે મશહૂર હતા. તેમને તેમની વૃદ્ધાવસ્થામાં મેં દૂરથી જોયા હતા."

દેશસેવિકા પુષ્પાબહેન મહેતાના પિતાશ્રી હરપ્રસાદ તેમજ ભાઇ શ્રી શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઇ, (બી. એ., એલએલ. બી.[૪]) ફારસીમાં સારી કાબેલિયત ધરાવતા હતા. શંકરપ્રસાદ શે'રો પણ લખતા અને તેમનું તખલ્લુસ "શહદ" (મધ) હતું. પરંતુ તેમની શે'રો કોઈ પણ ઠેકાણે જોવાને મળી નહીં. વચટભાઇ શ્રી. શંભુપ્રસાદ પણ ફારસીના સારા જ્ઞાતા છે.

જૂનાગઢના નવાબ સર રસૂલખાન (ઈ. સ. ૧૮૯૨–૧૯૧૧)ના ખાનગી મંત્રી છોટાલાલ મથુરાદાસ બક્ષી ખાસ કરીને નવાબ આગળ ફારસી પુસ્તકો વગેરે વાંચવાનું અને ફારસી પત્રો લખવાનું કામ

---

૧ રા ઇચ્છારામ સૂર્યરામ દેસાઇના સાક્ષર જીવનની રૂપરેખા પૃ. ૬

૨ નર્મદાશંકર—સુરતની મુખ્તસર હકીકત પૃ. ૪૦

૩ તેઓશ્રીના તા ૧૩-૮-'૪૯ના પત્રમાં.

૪ એમનું અવસાન લગભગ ૧૯૩૯-૪૦માં થયું હતું.

કરતા. મૂળ ભાવનગરના વતની માધવલાલ સાકરલાલ મહેતા માંગરો હાઈ સ્કૂલના હેડમાસ્તર અને વિદ્યાધિકારી ફારસીમાં નિષ્ણાત[૧]

શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ (નવલકથાકાર) અને ની રાય ખારોડ (અધ્યાપક, લૉ કૉલેજ અમદાવાદ) જેમનાં કાયદાના પુસ્તકો જાણીતાં છે એ બંનેએ પોતાના ઐચ્છિક વિ તરીકે બી. એ. માં ફારસીને પસંદગી આપી હતી.

## લહિયાગીરી

મુન્શીગીરી, અખબારનવેસી (વકાયેનિગારી) લહિયાગીરી હકૂમતના કારભારમાં અતિ ઉપયોગી હતાં. મુસ માનો તો લહિયાના કામને પુરાણા જમાનાથી ઉત્તેજન આપ આવ્યા હતા. છાપખાનાનો પ્રચાર થયો તે અગાઉ એ પુસ્તકો પ્રકાશન અને જ્ઞાનપ્રચાર માટે એક અદ્વિતીય સાધન ગણાતું હતું. અક એ તરફ ઘણું જ ધ્યાન આપ્યું, અને ફારસી લખાણની વિવિધ શૈલી ઘણો જ રસ લીધો હતો. જેટલી પુસ્તકની મહત્તા તેટલી જ ખૂ અને કાળજીથી પોતાની લાઇબ્રેરી માટે સાહિત્યપ્રેમી બાદશાં હાકેમો[૧] અમીરો અને અમલદારો પુસ્તકોના નકલ કરાવતા; આથી રી સુંદર લખાણનો પ્રચાર વધતો ને વધતો જ ગયો.

હિંદુઓમાં ફારસીનો પ્રચાર થયો તે અગાઉ હિંદુ લહિ ભાગ્યેજ મળી શકતા, પરંતુ તેઓનું વિશેષ ધ્યાન નોકરી તર હોવાથી અકબરના સમય પછી ઉપર્યુક્ત ત્રણે કાર્યો તેમણે ફાર શીખી અપનાવ્યાં. એ કાર્યો જાણનારની આવશ્યકતા સરકારને ઘણું હતી, કારણ કે રણસંગ્રામ અને હુમલા સિવાયના કાર્યોમાં મોગલોનું

૧ અકબરના સમયમાં અબ્દુર્રરહીમ ખાનખાનાન ગુજરાતનો સૂબેદા હતો ત્યારે તેની એક મહાન લાઇબ્રેરી અમદાવાદમાં હતી જેમાં અપ્રા કીમતી અને સુંદર પુસ્તકો હતાં. તેમા હસ્તપ્રતો તૈયાર કરનાર, સુધારના અને અધૂરી પ્રતો પૂરી કરનારની સંખ્યા મોટી હતી.

રાજ્ય "કાગળિયાં" (કાગઝી રાજ) નું [1] રાજ હતું અમલદારોને પુષ્કળ ચોપડાં રાખવાં પડતાં, જેમકે પત્રોની નકલો, અમલદારોનાં કામોની નોંધો, ખબરપત્રો, આવેલાં ફરમાનો, મોકલેલાં ફરમાનો, હિસાબોની બે ત્રણ નકલો વગેરે વગેરે. પરિણામે લહિયાની સંખ્યા ઘણી મોટી રહેતી. તેઓ લખાણની સ્વચ્છતા અને સુંદરતા સાચવવામાં ઘણી જ હરીફાઇ કરતા.

હિંદુ લહિયાઓનુ પ્રમાણ ધીમે ધીમે ઘણું વધી ગયું. ઇસ્વી સત્તરમી સદીના પાછલા ભાગમાં તો ઘણાખરા અમીરો અને શાહજાદા પણ ફારસી ખતો લખવાને હિંદુ મુન્શીઓ રાખતા થઇ ગયા હતા; આલસ સ્વભાવના નમ્ર મહેનતુ અને હોંશિયાર હિંદુઓ સારું અને સસ્તું કામ કરતા. ઇરાનમા જન્મેલો અને ઇરાનમાં શીખેલો મુસલમાન મુન્શી વિશેષ કુશળ હોય અને તેની ભાષા પણ શુદ્ધ હોય એ બનવાજોગ હતું, પરંતુ - હિંદુસ્તાન માટે એ એશઆરામ પ્રમાણમાં ઘણો જ મોંઘો પડી જતો. વળી " ભાવતુ હતું અને વૈદે કહ્યું " તેમ ઇરાનમાં રાજકીય ખટપટને લઇને તેઓ પણ સત્તરમી સદીના અંત ભાગમાં હિંદુસ્તાન આવતા બંધ થઈ ગયા. હિંદુસ્તાનમા વસતા મુસલમાનો આ કાર્યની કાબેલિયત ધરાવતા ન હતા. પરિણામે હિંદુ મુન્શીઓની સંખ્યા વધતી ગઈ.

આ હિંદુઓમાં ગુજરાતના નાગરો પછાત ન હતા. તેમણે નકલ કરેલાં ઘણા પુસ્તકો મળી શકે એમ છે એ ફક્ત લખવાનો જ ધંધો કરતા એવુ ન હતુ, તેઓ પોતાના અભ્યાસ માટે પણ લખતા અર્થાત્ તેમનું વલણ સાહિત્ય તરફ પણ હતું. તેઓ શેરો પણ રચતા અર્થાત્ શાયરો પણ હતા. કેટલાક શોખને માટે લખતા અને કેટલાક પોતાને કે પુત્રોને માટે લખતા કે લખાવતા.

---

૨ જદુનાથ સરકાર મોગલ એડ્મિનિસ્ટ્રેશન પૃ ૧૧

ઉપર જણાવવામાં આવ્યું છે કે અકબર ફારસી લખાણની વિવિધ શૈલીમાં ઘણો જ રસ લેતો હતો. ફારસી ઘણી રીતે લખાય છે, તેમાં નસ્તાલીક લેખનશૈલીનો પ્રચાર ઈરાનમાં તૈમૂર યુગમાં ( ઇસ્વી પંદરમી સદીમાં ) થયો. ઇરાનના દરબાર અને સ્વતંત્ર રાજ્યો સાથેનો પત્રવ્યવહાર અને દફતરી કામ નસ્તાલીક લેખનશૈલીમાં થતું. ઇરાનમાં તેમજ હિંદુસ્તાનમાં એ શૈલી ઉપરાંત શિકસ્તા શૈલીનો[1] પ્રચાર થયો. શિકસ્તા લખાણનો ઉપયોગ સરકારી ( અદાલતી ) કાગળોમાં તેમજ ખાનગી પત્રવ્યવહારમાં થતો હતો તેથી નાગરોએ એ બંને ઉપર વિશેષ ધ્યાન આપ્યું. એમાં કાબેલિયત હાંસિલ કરવાથી સરકારી નોકરી મેળવવામાં સહૂલત રહેતી. પુસ્તકોના લખાણોમાં સામાન્ય રીતે નસ્તાલીકનો ઉપયોગ થતો, પરંતુ શિકસ્તા શૈલીમાં પણ હસ્તપ્રતો તૈયાર થતી. આ બંને શૈલીમાં લખાયેલી હસ્તપ્રતો મળે છે.

---

૧ મરાઠી લેખનશૈલીના બે પ્રકાર છે : 'બાળબોધ' (નાગરી) અને 'મોડી'. 'નાગરી' સાફ અને સુંદર લખાણ છે. હાથને અટકાવી અટકાવીને એ લખવું પડે છે. 'મોડી' ચાલુ છે અને ઝડપથી લખી શકાય છે. એમ કહી શકાય કે 'નાગરી' નસ્તાલીક જેવી છે અને 'મોડી' શિકસ્તા જેવી છે.

એમ કહેવાય છે કે 'મોડી' શિવાજીના ચિટનીસ (મંત્રી) બાલાજી અવાજીએ તૈયાર કરી હતી (પ્રાચીન લિપિમાળા પૃ. ૧૩૨). તે ઉપરથી એમ અનુમાન થઇ શકે કે 'મોડી'નો ખ્યાલ શિકસ્તા ઉપરથી આવ્યો હશે. અનુમાનને માટે નીચેના કારણો છે:–(૧) મુસલમાનોનું રાજ્ય થયું તે અગાઉ એનો રિવાજ નહોતો; (૨) 'મોડી' અને 'શિકસ્તા'નો અર્થ એક જ છે; (૩) બંનેના લખાણનો દેખાવ એક સરખા જેવો જ છે; (૪) બંને નીકળવાનું કારણ જલદી અને આસાનીથી લખવાનું જ છે; (૫) ફારસી ભાષાની અસર મરાઠી ઉપર ઘણી છે તેવી જ રીતે લેખનશૈલી ઉપર પણ થઇ હોય એ સ્વાભાવિક છે.

બાલાજી અવાજી ફારસીથી વાકેફ હોવાનો આધાર મળે તો આ વિષે વધુ ખાત્રી થઈ રહેશે.

નાગરોએ પોતાને માટે કે પોતાના પુત્રો માટે એ નકલો તૈયાર કરી હતી અને ઘણી વાર સાહિત્યરસિક અમીરો, હાકેમો દોલતમંદ વિદ્વાનો વગેરેએ પોતાના અભ્યાસને માટે તેમની પાસે તૈયાર કરાવી હતી. કેટલીક લાઇબ્રેરીઓમાં તેમણે લખેલી પ્રતો નીચે પ્રમાણે મળે છે:—

આપાશવ ભોળાનાથ લાઇબ્રેરીના સચાલકોએ હસ્તપ્રતોનો જે અણમોલો સગ્રહ ગુજરાત વિદ્યાસભા–અમદાવાદને સોંપ્યો છે તેમાં નાગરોએ નકલ કરેલી નીચે પ્રમાણે છે:—
નવીન્દ્રરાયે નકલ કરેલો કાવ્યસંગ્રહ:—

નવીન્દ્રરાયના બાપનુ નામ શિવરામ હતું. એ વડનગરો નાગર હતો. એનું વતન સુરત હતું.

આ કાવ્યસંગ્રહ ઉપર હિ. સ ૧૨૩૬ (ઈ સ. ૧૮૨૦) છે. એમા એક કાવ્ય સુરતના વડનગરા નાગર કિરપારામના પુત્ર બાણુરાયના પુત્ર ગુલાબરાયનુ છે.

એક કસીદો (પ્રશસાકાવ્ય) મુન્શી હાફિઝુલ્લાહખાન બિન સાદુલ્લાહખાનનો છે. તેમાં સુરતના હાકેમ વિરુદ્ધ ફરિયાદ છે.

અકબરના સમયના મશહૂર શાયર ફૈઝી જે અકબરના દરબારના નવ રત્નોમાનો એક[1] ગણાતો હતો, જે મુઈઝુદ્દીન કૈકોબાદ (ઇ. સ. ૧૨૮૭–૯૦), જલાલુદ્દીન ફીરોઝ (ઈ સ. ૧૨૯૦–૯૫), મોહમ્મદ શાહ (ઈ. સ. ૧૨૯૫–૧૩૧૫) ગિયાસુદ્દીન તગલક (ઈ. સ. ૧૩૨૧–૨૪) તથા મોહમ્મદ બિન તગલક વગેરે દિલ્હીના સુલતાનોના આશ્રય નીચે રહેલા અમીર ખુસરો નામના મહાન ફારસી શાયર (અવસાન ઈ. સ. ૧૩૨૫) પછી તેની બરાબરી કરી શકે એવો હિંદુસ્તાનમા

૧ બાકીના આઠમા ફૈઝીનો નાનો ભાઈ અબુલફઝ્લ, રાજા બીરબલ, રાજા ટોડરમલ, ખાન આઝમ અઝીઝ મિર્ઝા કોકલતાશ, હકીમ અબૂલ-ફતેહ ગીલાની, [illegible] હુમામ [illegible] અબ [illegible]

પ્રથમ પેદા થયો હતો, જેણે લીલાવતી[1] તથા મહાભારતને ફારસી રૂપ આપ્યું હતું, તેનો એક મશહૂર કસીદો પણ કાવ્યસંગ્રહમાં છે. તેમાં તે પોતાને જહાંગીર, મુરાદ અને દાનિયાલનો શિક્ષક હોવાનું જણાવે છે.

પ્રતનું કદ નાનું છે, લખાણ નસ્તાલીક છે અને દરેક રિસાલાના અંતમાં નકલ કરનારે શિકસ્તા લેખનશૈલીમાં પોતાનું નામ લખ્યું છે. તેમાં અમદાવાદી કાગળનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

### મૂળશંકર અને ઉદયશંકરે નકલ કરેલી યૂસુફ વ ઝુલૈખાઃ[2]

મહેતા મૂળશંકર વિશે કંઇ માહિતી નથી મળી. ઉદયશંકરના પિતાનું નામ શંકરલાલ હતું. તે વડનગરો નાગર હતો. તેના વતન વિશેનો કંઇ ઉલ્લેખ નથી.

યુસુફ વ ઝુલૈખા નામની ઇરાનના શાયર જામીએ લખેલી પ્રેમ-કથાના મહાકાવ્યની નકલ આ બંને નાગરોએ વડોદરામાં હિ. સ. ૧૨૧૯ (ઇ. સ. ૧૮૦૪; વિ. સં ૧૮૬૧)માં કરી હતી. તેનું લખાણ નસ્તાલીક છે. કાગળ અમદાવાદી છે.

એ પ્રેમકથા ઘણી જ મશહૂર અને રસિક છે. યૂસુફ પેગમ્બર યાકૂબનો અગિયારમો પુત્ર હતો. યાકૂબ તેને ઘણું જ ચાહતો હતો તેથી એના સાવકાભાઇઓ એની અદેખાઇ કરતા હતા. એક દિવસ પિતાને ઊંધા પાટા ભણાવી રમવાને બહાને તેઓ યૂસુફને જંગલમાં લઇ ગયા તેઓ તેને ત્યાં મારી નાખવાના નિર્ણય ઉપર આવ્યા, પરંતુ યૂસુફના સગા નાના ભાઇની દરમ્યાનગીરીથી તેને મારી

---

૧ લીલાવતીના અંકગણિત તથા વ્યાકરણ

૨ જામીની યૂસુફ વ ઝુલૈખાની એક નકલ ફાર્બસ ગુજરાતી સભા-મુંબઇના ફારસી હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં છે, જે દીવાન રણછોડજી અમરજીએ શિકસ્તા લિપિમાં લખાવી હતી. તેના પાના ૧૩૮ છે અને કદ ૧૦×૫ ૧/૨ છે.

ન નાખતાં કૂવામાં નાખવામાં આવ્યો. તેમણે ઘેર આવી પિતાને કહ્યું કે વરુએ યૂસુફને ફાડી ખાધો. તેઓ યૂસુફનાં કપડાં લોહીથી ખરડેલાં લાવ્યા હતા તે ખાતરી માટે બતાવ્યાં. આથી યાકૂબ પોતાના સૌથી વહાલા પુત્ર માટે કલ્પાંત કરી એટલું તો રોયો કે આખરે તે અંધ થયો.

ઝુલૈખા મિસરના વડા પ્રધાનની પત્ની હતી. તે જ્યારે કુંવારી હતી ત્યારે ત્રણ વખત તેણે યૂસુફને સ્વપ્નામાં જોયો હતો. તેને માટે તે ઝૂર્યા કરતી હતી અને ગાંડી જેવી થઇ ગઇ હતી. પાછળથી તેને ખબર પડી કે યૂસુફ મિસરનો વડો પ્રધાન છે. તેના પિતાને આ બધી વાતની ખબર પડી તેથી તેણે પુત્રીના વિવાહ મિસરના વડા પ્રધાન સાથે ગાંધર્વ લગ્નની વિધિ કરી દીધી. ઝુલૈખાએ વડા પ્રધાનને જોયો ત્યારે તે નિરાશ થઈ ગઇ, કારણ કે તેણે જે માણસને સ્વપ્નામાં જોયો હતો તે આ ન હતો. આથી તે પોતાનો સમય નિરાશા અને દિલગીરીમાં વ્યક્ત કરતી હતી.

હવે યૂસુફની બાબતમાં એવું બન્યું કે જે કૂવામાં તેને તેના ભાઈઓએ નાખ્યો હતો તેની બાજૂએથી એક સોદાગર પસાર થતો હતો યૂસુફને બહાર કાઢી તેને વેચવા તે મિસરના બજારમાં લઇ ગયો. ઝુલૈખાના જોવામાં તે આવ્યો. સ્વપ્નામાં જોયેલો માણસ આ જ હોવાથી તેણે પતિ પાસેથી બીજા ઘરાકો કરતાં બમણું દામ આપીને પણ તેને ખરીદવાની ફરજ પાડી.

યૂસુફ દેખાવે અતિ ખૂબસુરત હતો, જેને માટે કવિ કહે છે કે દુનિયામાં રહેલી ખૂબસૂરતીના બે ભાગ યૂસુફમાં હતા અને ફક્ત એક જ ભાગ સારી દુનિયામાં વહેંચાયેલો હતો. સ્વાભાવિક રીતે તેના દેખાવની ચર્ચા સારા શહેરમાં થવા લાગી. ઝુલૈખાની સખીઓ તેને જોવા આવી ત્યારે તેમને સત્કારમાં ફળ આપવામાં આવ્યાં. તેઓ યૂસુફને જોવામાં એટલી તો તલ્લીન થઈ ગઈ હતી કે તેમણે ફળ કાપવાને બદલે આંગળાં કાપી નાખ્યાં.

ઝુલૈખાએ યૂસુફના દિલમાં પોતાને માટે પ્યાર અને પ્રેમ ઉત્પન્ન કરવાને નિષ્ફળ પ્રયત્નો શરૂ કર્યા. એક દિવસ પોતાના રંગમહેલમાં ચાળાચસકા કરી તેનું મન હરવાની કોશિશ કરી. યૂસુફે ત્યાંથી નાસી જવા માંડયું, ત્યારે ઝુલૈખાએ તેને પાછળથી પકડયો. એ દરમિયાન વડો પ્રધાન ત્યાં આવી પહોંચ્યો. છાની વાત ખુલ્લી કરી દેશે એવા ડરથી ઝુલૈખાએ આગળથી જ પતિ આગળ યૂસુફના ગેરવર્તનની ફરિયાદ કરી, જેથી તેને પરહેજ કરવામા આવ્યો. આ સમયે એક ધાવતા બાળકે ચમત્કારિક રીતે કહ્યું કે જો યૂસુફનું પહેરણ આગળથી ફાટેલું હોય તો તેને દોષિત ગણવો અને પાછળથી ફાટેલું હોય તો નિર્દોષ ગણવો જોઇએ પરિણામે યૂસુફ નિર્દોષ ઠર્યો, પરંતુ મિસરની સ્ત્રીઓએ ઝુલૈખા વિષે અસત્ય વાતો ઉડાવવા માંડી, તેથી તેણે પતિને વિનંતિ કરી ફરીથી યૂસુફને કેદખાનામાં નંખાવ્યો, આમ છતાં ઝુલૈખાનો પ્રેમ તો ચાલુ જ રહ્યો. રાત્રે તે છાની છૂપી જેલની કોટડીમાં તેને જોવા જતી.

તે પછી મિસરના બાદશાહને એક સ્વપ્નું આવ્યું કે "સાત માંદી ગાય સાત જાડી ગાયને ખાઇ ગઈ અને અનાજનાં સાત સૂકાં કણુસલાં સાત લીલાં કણુસલાં ખાઇ ગયાં" આનો સંતોષકારક ખુલાસો યૂસુફ સિવાય કોઈ કરી શક્યું નહિ. યૂસુફે તેના ખુલાસામાં કહ્યું કે "સાત આબાદ સારાં વરસો પછી દુકાળનાં સાત વરસો આવશે." આથી બાદશાહે તેને બંદીખાનામાંથી છૂટો કર્યો અને તેને વડો પ્રધાન બનાવ્યો.

ઝુલૈખાના પતિની પડતી થઇ અને આખરે તેનું અવસાન થયું. ઝુલૈખાની સ્થિતિ ખરાબ થઇ ગઇ, પરંતુ યૂસુફ માટેનો તેના પ્રેમનો પ્યાલો તો છલોછલ અને ટકોટક ભરેલો જ હતો. આખરે ખુશીને લઇને ઝુલૈખા કુંવારી જેવી થઇ ગઇ અને યૂસુફે તેની સાથે લગ્ન કર્યું.

દુકાળના વરસોમાં યાકૂબે તેના પુત્રોને મિસરથી અનાજ લાવવા જણાવ્યું. જ્યારે તે ત્યાં આવ્યા ત્યારે યૂસુફે તેમને ઓળખ્યા. ફિરિશ્તાએ તેને આપેલાં કપડાં પિતાની આંખે લગાડવા તેમને જણાવ્યું. પરિણામે યાકૂબ દેખતો થયો.

તે પછી યૂસુફે પોતાના કુટુંબને મિસરમાં બોલાવી લીધું

**શંભુલાલ નાગર બનારસીએ નકલ કરેલી ખુલાસતુત-તવારીખઃ—**

શંભુલાલ નાગરે શેઠ ચુનીલાલ માટે હિ. સ. ૧૨૫૦ (ઈ. સ. ૧૮૩૪)માં ખુલાસતુતતવારીખની નકલ કરી, સારાભાઈ મહેતાને અર્પણ કરી હતી.

આ અસલ ઇતિહાસ સુજાનરાય (ખત્રી)[1] સજ્જનરાય બટાલવીએ ઈ. સ. ૧૬૯૫ (હિ. સ. ૧૧૦૭)માં લખ્યો હતો. સજ્જનરાય ઈ. સ. ૧૬૯૮ (હિ. સ. ૧૧૧૦)માં સરકારી નોકરીમાંથી છૂટો થયો હતો. એ ઇતિહાસમાં પુરાણા જમાનાથી ઔરંગઝેબની તખ્તનશીની પર્યંતની હકીકતો છે. એમાં શરૂઆતમાં એક દીબાચો છે, તેમાં કર્તા ૨૭, ૨૮ ગ્રંથોનો ઉલ્લેખ કરે છે, જેમનો તેણે એ પુસ્તક લખતી વખતે ફાયદો ઉઠાવ્યો હતો. એ લખવામાં તેને બે વરસ લાગ્યાં હતાં. તખ્તનશીની પછી એ તુરત જ ખતમ થયું હતું, કારણ કે તે પછી એ પૂરો જ કરી દે છે, છતાં કેટલીક હસ્તપ્રતોમાં ઔરંગઝેબના અવસાનની સાલનો ઉલ્લેખ પણ આવે છે.[2]

ગુજરાત વિદ્યાસભામાં આપાદાર ભોળાનાથ લાઇબ્રેરીની ફારસી હસ્તપ્રતોના સંગ્રહમાં જે નકલ છે તેનું લખાણ નસ્તાલીક છે. આદિ તેમજ અંતનાં કેટલાંક પાનાં નથી.

**ગુજરાત વિદ્યાસભાની ફારસી હસ્તપ્રતોની લાઇબ્રેરીમાં નાગરોએ નકલ કરેલી પ્રતોઃ—**

---

૧ ડૉ. સૈયદ અબ્દુલ્લાહ—અદબિયાતે ફારસીમેં હિંદુઓં કા હિસ્સા પૃ. ૬૩. સજ્જનરાય લાહોરમાં રહેતો હતો તેથી ખુલાસતુતતવારીખમાં સજ્જનરાય લાહોરી પણ લખ્યું છે.

૨ „ „ પૃ. ૬૫

આ પુસ્તક અસલ સજ્જનરાયે જ લખ્યું હતું કે બીજાએ એ વાતને કેટલાક ઇતિહાસકારો શંકાસ્પદ ગણે છે.

મુનાઝરએ તેગો કલમ ( તરવાર અને કલમ વચ્ચે વાદવિવાદ ):—

એ અસલ અબૂલ્બરકાત મોહમ્મદ નઝીરે (લાહોર) રચી હતી. તેનું તખલ્લુસ મુનીર હતું. મુનીર એક મહાન વિદ્વાન હતો. ફારસી પદ્ય તેમજ ગદ્ય ઉપર તે કાબૂ ધરાવતો હતો. એણે એ ઉપરાંત કારિસ્તાન તેમજ નિગારિસ્તાન નામના પુસ્તકો પણ લખ્યાં હતાં, જે વિશેનો ઉલ્લેખ આગળ આવશે. એના સમયમાં બે પક્ષો હતા, જે એક બીજાનો વિરોધ કરતા હતા. એક પક્ષ હિંદુસ્તાનની ફારસીને ધિક્કારતો હતો અને કહેતો કે એમાં હિંદી શબ્દો વિશેષ છે. બીજો પક્ષ કહેતો કે ઈરાનની ફારસીમાં તુર્કી શબ્દોની ભરમાર છે. મુનીર જે પક્ષમા હતો તેનો આગેવાન ખાન આરઝૂ (ઈ. સ. ૧૬૮૯ થી ૧૭૫૧) હતો. એના ઘણા રિસાલા (ચોપાનિયા) મળે છે.

એની નકલ કૃપાશંકર ગોપાળદાસ ભગવાનદાસે ઇ. સ. ૧૭૨૨ (હિ. સ. ૧૨૩૫) માં કરી હતી, એ ઉપર મોહરની પહેલી તારીખ છે. એ સાથે 'બયાઝે તાલિબ ઇસ્ફહાની' અર્થાત્ તાલિબ ઈસ્ફહાની[1] નામના મશહૂર શાયરે લખેલી ડાયરીનાં ૧૨ પાનાં છે.

અંતમાં કેટલાંક પાનાં મુલ્લા તુગરાનાં છે, જે મુરાદનો મુન્શી હતો અને મુનીરના વિરુદ્ધ પક્ષમાં શામેલ હતો.

રુકએ ગરીબ—એ નકલ કિશનજી વૈદે ઈ. સ. ૧૭૮૬ (હિ. સ. ૧૨૦૦)મા તૈયાર કરી હતી, જેનો ઉલ્લેખ આગળ આવશે. એણે

---

૧ બાબા તાલિબ ઇસ્ફહાની અકબરના સમયમાં હિંદુસ્તાનમા ઘણી જ નાની વયે આવ્યો હતો. અબ્દુર્રહીમ ખાનખાનાન નામના ગુજરાતના હાકેમની તારીફમાં એણે ઘણા કસીદા લખ્યા હતા, જેણે તેને ઇનામ બક્ષિસો આપી માલામાલ કર્યો હતો. એના વિશે અબૂલ્ફઝલે આઈને અકબરીમા લખ્યું છે કે "એ ઘણો જ વિચારવંત શાયર છે અને રાજદ્વારી બાબતોમાં માહેર છે" ભા-૧ પૃ. ૨૬૦. એ જહાંગીરનો પણ પ્રિય કવિ હતો.

લખવામાં ઘણી ભૂલો કરેલી છે. લખાણ નસ્તાલીક છે. પુસ્તકનું કદ મધ્યમ છે અને બધાં મળી ૨૩ પાનાં છે.

**દીબાચએ ફરહંગે જહાંગીરી:**—એનો કર્તા જમાલુદ્દીન હુસેન આન્જૂચીન બિન ફખ્રુદ્દીન હસન હતો, જેણે એ લખવાની શરૂઆત ઈ. સ. ૧૫૯૧ (હિ. સ. ૧૦૦૦)માં અકબરના સમયમાં કરી હતી અને ઈ. સ ૧૬૦૫ (હિ. સ. ૧૦૧૪)માં એ ખતમ કરી હતી

એ એક શબ્દકોશ છે, જેમાં અરબી અને ફારસી શબ્દોના ઉર્દૂમાં અર્થ આપવામાં આવ્યા છે.

આ નકલ માણેક મહેતા (બિન) ત્રિકમજી વૈદે ઈ. સ. ૧૮૦૩ (હિ. સ. ૧૨૧૮)માં કરી હતી. ત્રિકમજીના પિતાનું નામ કિશનજી વૈદ હતું, જેનો ઉલ્લેખ ડાયરીઓના વિભાગમાં આવશે.

માણેક મહેતો એક મહાન લહિયો હતો. તે નસ્તાલીક ઘણું સુંદર લખતો હતો જેના નમૂનારૂપે ફરહંગે જહાંગીરીની નકલ ગણી શકાય. ખરેખર તેના હસ્તાક્ષર ઘણા પાકા હતા.

આ નકલમાં તેણે અમદાવાદી કાગળનો ઉપયોગ કર્યો છે. એનાં બધાં મળી ૧૪૪ પાના છે અને પુસ્તકનું કદ નાનું છે.

**મિરાતે સિકંદરી:**—અસલ કિતાબ સિકંદર બિન મોહમ્મદ ઉર્ફે મન્જૂએ ઇ. સ. ૧૬૧૧ (હિ. સ. ૧૦૨૦)માં લગભગ ૫૮ વરસની ઉમરે લખી હતી.

* આ નકલ ઈશ્વરલાલ (બિન) ભોગીલાલ નામના વીરમગામના વડનગરા નાગરે મહેતા કિશનજી (જેનો ઉલ્લેખ 'ડાયરી'ઓના વિભાગમાં છે) વૈદે કરેલી નકલમાંથી ઈ. સ. ૧૮૦૭ (હિ. સ. ૧૨૨૨ ના રબીઉલ્‌અવ્વલ–વિ. સં. ૧૮૬૬)માં કરી હતી. ઈશ્વરલાલનું લખાણ ઉચ્ચ કોટિનું નસ્તાલીક પાકું છે. એમાં તેણે અમદાવાદી કાગળનો ઉપયોગ કર્યો છે. પુસ્તકનું કદ મોટું છે. છાપેલી ચોપડીના

૪૦ પૃષ્ઠે આવે છે ત્યાંસુધી એનું લખાણ છે અને છપાયેલી પ્રત અને એના લખાણમાં થોડો તફાવત પણ છે પ્રત તૂટક છે

શબ્દકોશનું પુસ્તક:—નાયબેરીની હસ્તપ્રત ઉપરથી એનું નામ જાણવાનું મળ્યું નથી એના કર્તાનું નામ પણ મળ્યું નથી એના અંત ભાગમાં ' ઈ કિતાબે ફારસિયાત " ( આ ફારસી શબ્દોનું પુસ્તક ) લખવામાં આવ્યું છે પ્રત તૂટક છે એમાં અરબી અને ફારસી શબ્દોના અર્થ હિંદુસ્તાનીમાં છે ફારસી અરબી ઉપરાંત કેટલાક તુર્કી શબ્દો પણ છે ફક્ત ૩૫ પાનાં છે

એની નકલ સુંદરલાલ નામના અમદાવાદના વતનીએ ઇ. સ ૧૮૧૯ ( હિ સ. ૧૨૩૫ )માં કરી હતી સુંદરલાલ વિષેનો ઉલ્લેખ પૂર્વે આવી ગયો છે

તારીખે મુઝફ્ફરશાહી —એનો કર્તા અજ્ઞાત છે સુલતાન મુઝફ્ફરશાહ ( હલીમ તખ્તનશીન હિ સ ૯૧૭–ઈ સ ૧૫૧૧ ) વિશેના આ ઇતિહાસનાં દસ પ્રકરણ છે ગ્રંથકારે પ્રકરણ માટે 'ગુફતાર (વાતચીત) શબ્દનો ઉપયોગ કર્યો છે એ ઘણો જ ટૂંકો ઇતિહાસ છે એમાં માળવાની લડાઈ સિવાય બીજું કશું નથી. એમ છતાં ઐતિહાસિક દૃષ્ટિબિંદુ પ્રમાણે કેટલીક બાબતો એવી છે જે બીજી તારીખોમાં મળતી નથી એ પુસ્તક સાહિત્યશૈલીએ લખવામાં આવ્યું છે પારિભાષિક આડંબર વિશેષ છે અસલ હકીકત ઘણી ઓછી મળે છે.

આપારાવ ભોળાનાથ લાયબ્રેરીની નકલ સિવાય હિંદુસ્તાનમાં બીજે કોઈપણ ઠેકાણે એની નકલ નથી એમ જાણવા મળે છે કે બ્રિટિશ મ્યુઝિયમમાં એક નકલ છે[1]

---

[1] એ નકલ ઉપર વડોદરા હિ સ ૧૨૨૩ (ઈ સ ૧૮૦૯)ના રબીઉલ્‌-અવ્વલની નવમી તારીખ છે

અમદાવાદમાં સારાભાઈ મહેતાએ આ નકલ ઇ. સ. ૧૮૦૮ના જાન્યુઆરીની ૯મી (વિ. સં. ૧૮૬૪; હિ સ ૧૨૨૨ના ઝુલ્કાદાની ૯ મી) તારીખે ખતમ કરી હતી. એનાં ૮૦ પાનાં છે અને વાંચી શકાય એવું એનું નસ્તાલીક લખાણ છે.

## દીવાન રણછોડજીની ખાનગી લાઇબ્રેરીમાં નાગરોએ લખેલી હસ્તપ્રતો —

દીવાન રણછોડજીએ પોતાનું ફારસી સાહિત્યનું જ્ઞાન ગાઢ અભ્યાસ કરી મેળવ્યું હતું. એ અભ્યાસ માટે ફારસી પુસ્તકો નકલ-રૂપે એમણે મેળવ્યા હતા તેમાંની કેટલીક ચોપડીઓ હાલ ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ પાસે છે. જેમના લહિયા નાગરો હતા તે નીચે પ્રમાણે છેઃ—

### મણિશંકર નરભેરામે નકલ કરેલી કિતાબો —

સુરખાબે રમલઃ—

એ રમલના વિષય ઉપર ત્રણ ભાગમાં વિગતવાર પુસ્તક છે. જંતરમંતર, માદળિયાં, મેલી વિદ્યા વગેરે ઉપર એ સુંદર ગ્રંથ છે. ખરાબ નજર દૂર કરવાના તેમજ દુશ્મનનો વિનાશ કરવાના અને લડાઈમાં શત્રુના હથિયારો નિરર્થક કરવા વગેરેના ઇલાજ તેમાં છે[1]

ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇના ફારસી હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં જે નકલ છે તે મણિશંકર નરભેરામે દીવાન રણછોડજી અમરજી માટે કરેલી હતી. તેમાં ૮૧ પાના છે. તેનું કદ ૧૧½×૬ છે. તેની

૧ આ પુસ્તકની એક નકલ ભરૂચમા વખારિયા લાઇબ્રેરીમા છે, જેનો પહેલો ભાગ હિ સ ૧૨૨૯ (ઇ સ ૧૮૧૧)મા અને બીજો ભાગ હિ સ. ૧૨૨૫ (ઇ. સ, ૧૮૧૦)ના સફર મહિનાની તા. ૩જીએ પૂરો થયો હતો. ઓરિયેન્ટલ ટ્રેક્ટ્સ–જમશેદજી કાવસજી કાત્રક, બી. એ પૃ. ૧૩૯, બીજા ભાગની નકલ શેખ અહમદ નામના લહિયાએ કરી છે.

લિપિ નસ્તાલીક છે. લેખકનું પૂરું નામ તેમાં આપવામાં આવ્યું નથી. મૂળ પુસ્તક ક્યારે લખાયું તેની નોંધ પણ નથી. હિ. સ. બારમીના અંતમાં કે તેરમીની શરૂઆતમાં મન્શિશંકર નગ્ગેરામે તેની નકલ કરી હતી.[1]

મજમઉિસ્સનાઇઅ:—એનાં કસીદા (પ્રશંસાકાવ્યો) છે, જેમાં એક સુલતાન સંજરની[2] શાનોશૌકત વિશે છે વિક્રમ સંવત ૧૮૮૩ માં એની નકલ કરવામાં આવી હતી

દસાતીરુલ્અતિબ્બા:—એ વૈદ્યકશાસ્ત્રના વિષય ઉપર છે.

તિબ્બે શહાબી—એ પણ વૈદ્યકશાસ્ત્રના વિષય ઉપર છે

એનો મૂળ કર્તા શિહાબુદ્દીન અબ્દુલ્કરીમ છે એ હિ સ. ૭૯૦ (ઇ. સ ૧૩૬૮) ના શવ્વાલની ૧૦ મી તારીખે લખાયેલી હતી. નકલસાલ હિ સ. ૧૨૫૬ (ઇ.સ. ૧૮૪૦) છે. એ નકલ હાલ ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇના ફારસી હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં છે આખુ પુસ્તક પદ્યમા છે જેથી વૈદ્યને તેના નુસ્ખા જલદી યાદ થઈ જાય કર્તા અંદર લખે છે કે એવા કોઇપણ ઔષધ વિશે મેં અંદર લખ્યું નથી જેને મેં અજમાવ્યું ન હોય.

મજમઉિલ્બહ્રૈન—ધર્મ અને તત્ત્વજ્ઞાન વિષયનું પુસ્તક શાહજહાનના વડા દીકરા દારા શિકોહે ૪૨ વર્ષની[3] વયે લખ્યું હતું તે પ્રથમ સૂફીવાદ અને જિંદગીના આખરી ભાગમાં વેદાંત તરફ વળી ગયો હતો. આ પુસ્તકમાં હિંદુ ધર્મ અને ઇસ્લામને એક જ સમુદ્રના

[1] જનાબ મોહમ્મદ ઉમર કોકિલ–ફારસી હસ્તલિખિત ગ્રંથોની નામાવલી પૃષ્ઠ ૩૮–૪૦

[2] એ સલજૂક વંશનો હતો એણે પાસઠ વરસ (ઈ સ. ૧૦૯૨ ૧૧૫૭) સુધી રાજ્ય કર્યું હતુ. એની રાજધાની ખુરાસાન હતી એ વિદ્વાનોનો આશ્રયદાતા હતો મહાન શાયરો અને ગ્રંથકારો એના રાજ્યમા થઇ ગયા

[3] સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહીમ—બઝ્મે તૈમૂરિયા ૨૭૪ ૪૫

એ ફોટા દર્શાવ્યા છે અને એ બંનેને મેળવવાની કોશિશ કરી છે. તેમાં તેણે એમ પણ બતાવ્યું છે કે ઇસ્લામી સૂફીવાદ અને વેદાંતની ફિલસૂફીમાં ફક્ત શબ્દોનો ફરક છે, બીજું કંઇ જ નથી. એકેશ્વરવાદી એ બેમાંથી કોઇને પણ અનુસરે તો સત્તની મનઝિલ ઉપર પહોંચી શકે છે. આ પુસ્તકના પ્રકાશનથી દારાને ઇસ્લામ બહાર અને અધર્મી ગણવામાં આવ્યો અને આગળ ચાલતાં એની એ જ માન્યતાઓએ એનાં પડતી અને અંતને નિમંત્રણ આપી મોતના મોટે ઉતારી મૂક્યો. એ પ્રકારનું આ પ્રથમ અને આખરી પુસ્તક છે.

એ ઉપનિષદને એકેશ્વરવાદ અને ઇશ્વરી રહસ્યનો ઝરો માનતો હતો. તેની વીંટી ઉપર 'પ્રભુ' શબ્દ એણે કોતરાવ્યો હતો. હિંદુ ધાર્મિક પુસ્તકોનો તેણે પંડિતો પાસે અનુવાદ કરાવ્યો હતો.

મણિશંકર નરસેરામે આ નકલ ઇ. સ. ૧૮૩૦ (હિ સં. ૧૨૪, )માં તૈયાર કરી હતી

શંકરપ્રસાદે નકલ કરેલાં પુસ્તકો—

આગોબે હિંદુસ્તાન —એનો લેખક બિહિરતી શીરાઝી છે, જે સુલતાન મુરાદબક્ષનો કવિ હતો એની નકલ હિ. સ ૧૨૯૭ (ઇ. સ. ૧૮૭૯)ની છે. એ શંકરપ્રસાદે દીવાન રણછોડજી માટે તૈયાર કરી હતી. એ એક મહાકાવ્ય છે. એમાં શાહજહાંની બીમારી વખતે ચારે પુત્રોએ તાજ માટે જે યુદ્ધો કર્યાં હતાં તેમનું વર્ણન છે.

કારિસ્તાને મુનીરઃ—એ વાર્તાનું પુસ્તક છે. એની નકલસાલ વિક્રમ સંવત ૧૮૯૪ છે. મુનીરનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

તસ્નીફાતે મુગટરામ —આનો કર્તા મુગટરામ પણ નાગર હતો. એ ઇતિહાસના વિષય ઉપર છે. આ નાનું પુસ્તક બે ભાગમાં વહેંચાયેલું છે. એની શરૂઆતમાં માધવસિંહ સિન્ધિયા બહાદુરના મુન્શી લાલશંકરની વિદ્વત્તાનાં વખાણ કરવામાં આવ્યાં છે. પાછળના ભાગમાં કસીદા (પ્રશંસાકાવ્ય) છે.

દસ્તૂરે શિગેર્ફ:—એ ગદ્ય તેમ જ પદ્યનો સંગ્રહ છે. એનો લેખક ભૂપતરાય દવે છે. શંકરપ્રસાદે દીવાન રણછોડજી અમરજી માટે એની નકલ કરી હતી. ફાર્બસ ગુજરાતી સભા-મુંબઇના ફારસી હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં જે નકલ છે તેમાં ૯૧ પાનાં છે. કદ ૧૦×૬⅞ છે. પુસ્તક ક્યાંક ખવાયેલું છે છતાં લેખનને બિલકુલ નુકસાન થયું નથી. પુસ્તક પાના ૧ થી ૮૬ સુધીમાં પૂરું થાય છે. ૮૬ થી ૯૧ માં છૂટક કાવ્યો અને વૈદકના નુસ્ખાઓ પાછળથી ઉતારી લીધેલા છે.[૧]

## હઝરત પીર મોહમ્મદશાહ (અમદાવાદ)ની દરગાહની લાઇબ્રેરી:-

(૧) નિગારિસ્તાને મુનીરઃ—એ ઇતિહાસના વિષય ઉપર પુસ્તક છે મુનીરનો ઉલ્લેખ આવી ગયો છે. એની એક નકલ પીર મોહમ્મદશાહની દરગાહની લાઇબ્રેરીમાં છે, જે મહેતા રેવાશંકર શંભુરામે તૈયાર કરી હતી.

(૨) બનવાલીદાસઃ—બ(વ)નવાલી(ળી)દાસે[૨] હિ. સ. ૧૬૬૨ (હિ. સ. ૧૦૭૩)માં 'પ્રબોધચંદ્રોદય નાટક' જે મૂળ સંસ્કૃતમાં લખાયેલું છે તેનો તરજુમો ફારસીમાં કર્યો હતો અને ફારસી પુસ્તકનું નામ વનમાળીદાસે "ગુલઝારે હાલ" રાખ્યું હતું.

એની નકલ પૂર્ણાનંદ નામના સાઢોદરા નાગર, અમદાવાદના વતનીએ કરી હતી. તે ઉપર ફારસી અનુવાદક માટે 'સ્વામી વનમાળીદાસ' લખવામાં આવ્યું છે. એનું લખાણ નસ્તાલીક છે.

---

૧ જનાબ મોહમ્મદ ઉમર કોકિલ-ફાર્બસ-ગુજરાતી સભા-મુંબઇના ફારસી હસ્તલિખિત ગ્રંથોની નામાવલી પૃ. ૩૧

૨ વનમાળીદાસ દારા શિકોહનો મુન્શી હતો. ફારસીમાં એણે 'શાહવલી નામનું પુસ્તક પણ હિ. સ. ૧૦૬૦ (ઈ. સ. ૧૬૫૦)માં લખ્યું હતું (આઉટલાઇન્સ ઓફ ઇસ્લામિક કલ્ચર પૃ. ૩૩૮)

આની એક હસ્તલિખિત પ્રત ફાર્બસ ગુજરાતી સભા—મુમ્બઈના સંગ્રહમાં પણ છે.

×

મુંબઇ યુનિવર્સિટી લાઇબ્રેરીઃ—

મિરાતે અહમદીની એક નકલ જૂનાગઢના વૈષ્ણુવ નાગર વ્રજદાસ ( ધ્રિજદાસ વલદે ) રંગીલદાસ[1] વૈષ્ણુવ નાગરે કરેલી છે. તેના ઉપર ગુરૂવાર પોષની દશમી વિક્રમ સંવત ૧૮૮૧ ( ઇ. સ. ૧૮૨૫ ) છે

×

આ તમામ ઉપર્ગત ચીનુભાઇ બેરોનેટની છઠ્ઠી સાતમી પેઢીએ થઇ ગયેલા એમના વડવાઓમાંથી શંકરપ્રસાદ[2] નામનો જે પેશકાર તરીકે કામ કરતો હતો, તેણે ફુતુહાતે આલમગીરી ( ઈશ્વરદાસ નાગરની કૃતિ )ની નકલ કરી હતી એમ જાણવામાં છે.

નાગરોએ તૈયાર કરાવેલી પ્રતો—[ એ નકલ કરનાર લહિયાઓનાં નામો મળતાં નથી યા તો લહિયા નાગર કોમના ન હતા ]:—

(૧) દીવાન રણછોડજીએ "ગુનઝારે હાલ" નામની ફારસી પુસ્તકની નકલ હિ સ ૧૨૦૫ ( ઇ. સ ૧૭૯૦ )માં પોતાના સંગ્રહ માટે કરાવી હતી એ વનમાળીદાસે કરેલ "પ્રબોધચંદ્રોદય નાટક" (સંસ્કૃતમાં)નો ફારસી તરજુમો છે જેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે આની એક હસ્તલિખિત પ્રત ફાર્બસ ગુજરાતી સભા—મુંબઇના

૧ એનો ઉલ્લેખ ત્રિકમદાસના મથાળા નીચે આવી ગયો છે એ ત્રિકમદાસનો પુત્ર હતો

૨ લગભગ ઇ સ. ૧૭૩૨-૩૫માં તેમજ પછી એનો ઉલ્લેખ મિરાતે-અહમદીમાં આવે છે

સંગ્રહમાં છે.[1] એમાં આવેલાં નામો હાંસિયામાં ફરી નાગરી લિપિમાં લખવામાં આવ્યાં છે કે જેથી ઉચ્ચારમાં ભૂલ થવાનો સંભવ ન રહે. લહિયાનું નામ અંદર આપવામાં આવ્યું નથી. લહિયાએ પુસ્તક સં. ૧૮૪૬માં પૂરું કરી અંતમાં એ જ વરસની જાણવા જેવી નોંધ લખી છે. તેણે નોંધ લખવાનું કામ કારતક સુદબીજથી શરૂ કર્યું છે, જેમાં પોષ માસમાં બરફ પડ્યાનો અને સઘળા પાકનો નાશ થયાનો ઉલ્લેખ છે. એમ પણ છે કે "વસંત ઋતુમાં શીતળાએ એવું જોર કર્યું કે જૂનાગઢથી ભાવનગર સુધી જમીન બળદોની લાશોથી ભરાઇ ગઇ. ઈ. સ. ૧૮૪૭માં વરસાદ ન પડ્યો અને એ વરસમાં પાણી ક્યાંય દેખાયું નહિ અને દેખાયું તો અનાથોની આંખમાં".

(૨) રત-પદમઃ—એની એક નકલ દીવાન રણછોડજી અમરજી માટે હિ. સ. ૧૨૦૧ (ઇ. સ. ૧૭૮૬)માં તૈયાર કરવામાં આવી હતી, જે ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈના ફારસી હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહમાં છે. તેનાં ૧૦૦ પાનાં છે. કદ ૯×૪ૄ છે. અબ્દુર શકૂર બિન શેખ મુનવ્વર બઝમીએ હિ. સ. ૧૦૨૮ (ઇ. સ. ૧૬૧૮) મા જહાંગીરના સમયમાં એ લખી હતી. રત-પદમનું મૂળ મલેક મોહમ્મદ જાયસી-કૃત રતનસેન અને પદ્માવતની કથા છે જે હિ. સ. ૯૪૭ (ઇ. સ. ૧૫૪૦)માં શેરશાહ માટે ભાષામાં લખવામાં આવી હતી. આ રત-પદમ શુદ્ધ ઇતિહાસ નથી.

(૩) મુન્શી મોહમ્મદ મહદીએ લખેલી 'તારીખે નાદિરી' (નાદિરશાહનો ઇતિહાસ)ની નકલ ભોળાનાથ સારાભાઈ માટે હિ. સ. ૧૨૪૭ (ઈ. સ. ૧૮૩૧)માં જ્યારે તે અઢાર વર્ષની વયનો હતો ત્યારે કરવામાં આવી હતી. એની એક નકલ ગુજરાત વિદ્યા-સભા-હસ્તકના આપારાવ ભોળાનાથ લાઇબ્રેરીના ફારસી સંગ્રહમાં છે.[2]

---

૧ જનાબ મોહમ્મદ ઉમર કોકિલ-ફારસી હસ્તલિખિત ગ્રંથોની નામાવલી પૃ. ૩૫-૩૬

૨ એની બીજી પ્રત બ્રિટિશ મ્યુઝિયમમાં છે.

(૪) બ્રાહ્મણ ચંદ્રભાન[1]. (દારા શિકોહનો મીર મુન્શી)એ લખેલી તવારીખે રાજહાયે. દેહલી (દિલ્હીના રાજાઓનો ઇતિહાસ)ની એક નકલ માણેકલાલ ત્ર્યંબકલાલ બ્રહ્મક્ષત્રી પાસે ભોળાનાથ સારાભાઈ માટે કરાવવામાં આવી હતી. તે ઉપર હિ. સ. ૧૨૬૮ ની મોહર્રમ, વિક્રમ સંવત ૧૯૦૮ (ઇ. સ. ૧૮૫૨) છે. એ શાહજહાં પર્યંતનો હિંદુસ્તાનનો ટૂંકો ઇતિહાસ છે. આપારાવ ભોળાનાથ લાયબ્રેરીના ફારસી સંગ્રહ (ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ હસ્તક)મા એની એક નકલ છે. લખાણ નસ્તાલીક છે.

(૫) મહાભારતના ચૌદમા પર્વનો ફારસીમાં તરજુમો જાફર ગુલાબ નામના લહિયા પાસેથી ખંભાતના જીવણલાલ મજલાસે (જેનું બીજું નામ અમૃતલાલ હતું) કરાવ્યો હતો. તેણે તે કામ તેના માતુશ્રીના સ્મરણાર્થે કરાવ્યું હતું. હઝરત પીર, મોહમ્મદશાહની દરગાહની લાયબ્રેરી (અમદાવાદ)માં એની એક નકલ છે. તે ઉપર હિ. સ. ૧૨૭૬ (ઇ. સ. ૧૮૫૯) છે.

પત્રલેખનઃ—

મોગલ સમયના પત્રવ્યવહારના બે ભાગ પાડી શકાય:—

૧ સરકારી ૨ ખાનગી

૧ સરકારી પત્રવ્યવહાર કરનારને મુન્શી કહેતા. મોગલ રાજ્ય દરમ્યાન મુન્શીનો હોદ્દો એક ખાસ હક તરીકેનો ગણાતો. સુંદર લખાણ લખી શકતા વિદ્વાનો એ કાર્યની કાબેલિયત ધરાવતા તેમને મુન્શીગીરી મળતી. પરિણામે ગદ્ય તેમજ પદ્ય ઉપર મુન્શીઓનો

---

1 શાહજહાનના સમયમા હિંદુ પંડિતોમા એક ચંદ્રભાન બરહમન નામનો શખ્સ હતો જે લાહોરમા જન્મ્યો હતો ફારસી ઉપર સારો કાબૂ ધરાવતો હતો તેથી કેટલીક જગ્યાએ એનું નામ પંડિત ચંદ્રભાન બરહમન પણ લખવામાં આવ્યું છે. ફારસીમા એની ઘણી કૃતિઓ છે. એનું અવસાન કાશીમાં ઇ. ૧૬૬૨ (હિ. સ. ૧૦૭૩)માં થયું હતું.

સુંદર કાબૂ રહેતો અને તેઓ મહાન શાયરોનાં કાવ્યોમાંથી વિષય અને વિચારને બંધ બેસતી શેરો યાદ કરી લખી શકતા હતા. એ હોદ્દો ઘણી જ જવાબદારીનો ગણાતો, કારણ કે જે રાજ્યમાંથી કાગળ લખાતો તેનાં છાપ અને પ્રભાવનો આધાર લખાણ પર રહેતો, તેથી ભાષાશૈલી અને જોરદાર રજુઆત ઉપર તેના લખાણની, હેતુની, એટલું જ નહિ પણ રાજ્યની પણ કીમત અંકાતી.

ખાનગી પત્રવ્યવહારે પણ એ ધંધાને વેગ આપ્યો. દરેક પત્ર લખનાર–મિત્ર મિત્રને, શાગિર્દ ઉસ્તાદને, પુત્ર પિતાને, અને પિતા પુત્રને–લખતી વખતે સુંદર શૈલી અને સ્વચ્છતા જાળવવાની કાળજી રાખતો, જેથી લખાણ વાચકનું ધ્યાન ખેંચે અને છાપ પાડે એવું થાય.

મોગલ સમય દરમ્યાન એક એવો રિવાજ હતો કે મોટા મોટા અમીર ઉમરાવોના મુન્શીઓ પોતાના અમલદારોને નામે કે અન્ય લોકોને પત્ર લખતા તે સાચવી રાખતા. તે પછી તેમની જિંદગી દરમ્યાન કે તે બાદ એક સંગ્રહરૂપે તે એકઠા કરવામાં આવતા; તે સંગ્રહનો દીબાચો લખવામાં આવતો. તેઓનો હેતુ ભવિષ્યની જનતા માટે એક ઐતિહાસિક ગ્રંથ તૈયાર કરવાનો ન પણ હોય, પરંતુ, શૈલી બીજાને બતાવી અભિમાન લેવાનો, તેમજ અલંકારિક ભાષા અને પત્રવ્યવહાર શીખનારા માટે નમૂના તૈયાર કરવાનો તેમનો ઉદ્દેશ જરૂર હતો તેઓ બીજાને વાંચવા તે આપતા અને તેમની નકલ પણ કરવા દેતા, કેટલીક વખત એ મુન્શીઓના પુત્રો કે મિત્રો મરહૂમની યાદગીરી કાયમ રાખવા સંગ્રહ તૈયાર કરતા કે કરાવતાં, એક વખત એ તૈયાર થતાં તેમાંથી અન્ય ફાયદો ઉઠાવતા. સામાન્ય કારકુનો પણ દફતરી અને ખાનગી ખતોનો સંગ્રહ પોતાના પુત્રો અને પૌત્રોને વડીલોપાર્જિત ધંધો શીખવવાના ઈરાદાથી તૈયાર કરતા.[1] ઉસ્તાદો (શિક્ષકો) પાસે પણ

[1] કેટલીક વાર મુન્શીઓ પોતાના પુત્રોને શીખવવા માટે કલ્પિત નમૂના તૈયાર કરતા.

ફરમાનો, સનદો, ખતો, દસ્તાવેજો વગેરેની નકલોનો સંગ્રહ વિદ્યાર્થીઓને શીખવવા રહેતો.

આ સંગ્રહો સંશોધકો માટે ઘણા જ ઉપયોગી છે; આધારભૂત ઇતિહાસ તૈયાર કરવા માટે ઘણા જ અગત્યનાં છે. પંડિત જદુનાથ સરકારે પણ મોગલોની રાજ્યવ્યવસ્થાનો ગ્રંથ રચવામાં આ પત્રો વગેરેનો ઘણો ફાયદો ઉઠાવ્યો છે.

આવી રીતના કેટલાક રુક્કાત કે ખતો કે પત્રો બાકી રહ્યાં છે અને અસલ સંગ્રહો ગાયબ પણ થયા છે. ઐતિહાસિક મહત્ત્વ ધરાવતા ઘણા છૂટા છવાયા પત્રો જે કોઈ સંગ્રહમાં સમાવવામાં આવ્યા ન હોય તે સાચવવા જેવા પત્રોના સામાન્ય સંગ્રહમાં રાખવાથી વિનાશમાંથી બચી ગયા છે.

મુન્શીગીરીનો ધંધો નાગરોએ પણ અપનાવ્યો હતો, તેથી તેમના લખાયેલા પત્રો (રુક્કા) મળતા રહે છે. તેમાંના કેટલાક નકલો હોય એમ લાગે છે અને કેટલાંક મૂળે તેમના પોતાના લખેલા છે.

**ગુજરાત વિદ્યાસભા, અમદાવાદની ફારસી હસ્તપ્રતોની લાઇબ્રેરીમાં નીચેના રુક્કાત (પત્રો) છે. જે નાગરોએ લખેલા છે**

મહેતા સુંદરલાલ અને તેના રુક્કાતઃ—

અમદાવાદમાં આવેલા પાલડીનો એ વતની હતો.

એમના રુક્કાતની એક પુસ્તિકા છે તેમાં જુદી જુદી જાતના પત્રો છે અને રીત રિવાજો ઉપર લખાણ છે, જેમાં એ કોઈને સલાહ અને શિખામણ આપે છે. એ પુસ્તક વાંચવાથી એમ જણાય છે કે તે નવાબ ઝુલ્ફિકારઅલીખાન બહાદુરને ત્યાં નોકરી કરતો હતો. તેની તારીફમાં તેણે એક કસીદો (પ્રશંસાકાવ્ય) પણ લખ્યો છે જે ઉપરથી લાગે છે કે તે શાયર પણ હતો. રામરાય નામના કોઈ એક મિત્રનો પુત્ર જે પ્રતિષ્ઠિત સુખી ગૃહસ્થ હશે અને જેમના સાથે એમનો સંબંધ પણ

સંબંધ કરી તેના અવસાનની સાલ માટે તેણે એક શે'ર લખી જે નીચે પ્રમાણે છે:

"ખાજા રામરાય બિન ત્રિકમ
તા દમે મર્ગ સીમો ઝર બખ્શીદ;
સાલે તારીખે ઉમ્ર અઝ હર યક
બમકાને બિહિશ્ત ઝૂદ રસીદ."
(હિ. સ. ૧૧૧૧-ઇ. સ. ૧૬૯૯

(રામરાય (બિન) ત્રિકમ નામના સદ્‌ગૃહસ્થે મરણની પળ પર્યંત સોનું ચાંદી (પૈસા) દાનમાં આપ્યાં. દરેક કહે છે કે તે સ્વર્ગમાં જલદી સિધાવ્યો.)

મહેતા સુખરામ અને તેના રુકાત:—

મહેતા સુખરામ ક્યાંનો વતની હતો તે જાણવાનું મળ્યું નથી. શિવલાલની ડાયરીમાં એના બે કસીદા (પ્રશંસાકાવ્યો) નવાબ[1] સા'દતખાનની તારીફમાં છે.

'રુકાત'નું એક પુસ્તક તેનું લખેલું છે જે તૂટક હાલતમાં છે. તેનો પત્રવ્યવહાર મુન્શી કલ્યાણચંદ[2] સાથે હતો જે હિ. સ. ૧૧૧૯ (ઈ. સ. ૧૭૦૭) પર્યંત હયાત હતો; તે ઉપરથી તેના સમયનો અંદાજ મળે છે.

---

૧ નવાબ સા'દતખાન મહાન અમીર હતો, અમીરુલઉમરાનો ખિતાબ ધરાવતો હતો, જવામર્દખાન બીજા (ઈ. સ ૧૭૪૩–૪૪)નો અને એનો સમય એક હતો.

૨ સામાન્ય રીતે લોકો 'મુન્શી સાહેબ'થી એને સંબોધતા અને ઓળખતા. અમદાવાદમાં તે રહેતો હતો. એના પણ રુકાત (પત્રો)નો સંગ્રહ છે. તેના લખાણ ઉપરથી જણાય છે કે તે શાયર પણ હતો, અને ઈ સ ૧૭૦૭ (હિ. સ. ૧૧૧૯ ) પર્યંત હયાત હતો.

**કિશનજી વૈદ અને તેનો રૂકા—**

કિશનજી વૈદ વિશે માહિતી આગળ ઉપર આવશે. તેનું 'રૂક્-એ-ગરીબ' નામનું એક પુસ્તક છે, તેના ઉપર હિ. સ. ૧૨૦૦ (ઇ. સ. ૧૭૮૫) છે.

**મુન્શી ભાલચંદ અને તેના રુકાતઃ—**

ભાલચંદની સાથે મુન્શી શબ્દ આવે છે તે પરથી તે ફારસી સારી રીતે લખતો હોય અને ગદ્ય ઉપરાંત પદ્ય ઉપર તેનો સારો કાબુ હોય એમ જણાય છે.

એના રુકાત (પત્રો) ઉપર હિ. સ. ૧૨૧૮ (ઇ. સ. ૧૮૦૩ છે.

**ગિરધારીલાલ અને તેના રુકાતઃ—**

કોઇપણ ઠેકાણે ગિરધારીલાલ વિશે કંઇપણ માહિતી મળી નથી.

તેણે પત્રો હિ સ. ૧૨૩૭ (ઇ. સ. ૧૮૨૧) ની આસપાસ લખ્યા છે. એમા ખંભાત તથા વડોદરાના તેમજ સુરતના મુત્સદ્દી ફોજદાર વગેરે અમલદારોના પત્રો છે.

**ભૂપતરાય અને તેના પત્રો—**

ભૂપતરાયના વતન વિશે કંઇપણ જાણવાનું મળ્યું નથી. તેમજ તેના વિશે પણ કંઇ માહિતી મળી નથી.

પત્રોના સંગ્રહનું તેનું એક નાનકડું પુસ્તક 'અલઇન્શા' નામનું છે. તેમાં કોઇ ખાસ નોંધ પાત્ર બાબત નથી. તેના ઉપર તેમજ અંદર સાલ પણ કોઇ ઠેકાણે નથી. એનું કદ મધ્યમ છે. એનું લખાણ સામાન્ય નસ્તાલીક છે. કાગળ ચીકણા છે.

—×—

આ ઉપરાંત જનાર્દનના ત્રિકમદાસ (જેમનો ઉલ્લેખ આવી ગયો છે)ના ત્રીજા પુત્ર ગવરીદાસનો પુત્ર રઘુનાથરાય જે કવિ હતો તે ફારસી ઉપર સારો કાબુ ધરાવતો હતો. તેની પણ એક ઇન્શા હતી જે અત્યારે જ ગુમ થઇ છે એમ શ્રી વિનોદરાય જયસુખરાય (અમરેલી) એક પત્રમાં જણાવે છે.

## ડાયરીઓ

ફારસી જાણનારા ઘણાખરા હિંદુઓ પોતાની નોંધો, જાણવા જેવી હકીકતો બયાઝ—રોજનીશી (ડાયરી) રૂપે ફારસીમાં જ લખતા. એ બાબતમાં તો મુસલમાન તેમજ હિંદુઓ વચ્ચે ઘણી હરીફાઈ ચાલતી હતી. ઘણા લેખકોને ડાયરી રાખવાનું તો વ્યસન જેવું લાગ્યું હતું. ડાયરી તો ઇતિહાસલેખન માટે એક મહત્ત્વનો અંશ ગણી શકાય. ઘણા નાગરોએ ડાયરી રાખી હતી તેમને પણ એમનો ચસકો લાગ્યો હતો; સાચે જ એમણે પણ ઇતિહાસલેખનને ડાયરી મારફત તેમજ સ્વતંત્ર ઇતિહાસો લખી મદદ આપી છે. આ બધી ડાયરીઓ તેમજ તેમણે લખેલા ઇતિહાસોની હસ્તપ્રતો રીતસર પ્રકાશમાં આવે (જે અતિ મુશ્કેલ છે) તો એક આધારભૂત ઇતિહાસ-નાગરજાતિનો મળી શકે અને ગુજરાતના ઇતિહાસ માટે પણ વિશેષ સામગ્રી પ્રાપ્ત થાય.

ગુજરાત વિદ્યાસભા અમદાવાદની ફારસી હસ્તપ્રતોના સંગ્રહમાં એવી કેટલીક ડાયરીઓ છે જે વિશે નોંધયુક્ત બાબતો નીચે પ્રમાણે છેઃ—

### ૧ શિવલાલ અને તેની ડાયરીઃ—

એ સુંદરલાલનો[1] પુત્ર હતો. એનો જન્મ અમદાવાદમાં થયો હતો. તે પોતે ફારસી શાયર પણ હતો.

એની એક ડાયરી છે જેમાં દીબાચો પત્રો અને શે'રો છે એનું કદ નાનું છે અને લખાણ શિકસ્તા છે. એ ડાયરી હિ. સ. ૧૧૬૨ (ઈ. સ. ૧૭૪૮)માં પુરી થઈ હતી એ ઉપર મહેતા ઉદયરાયનો[2] દીબાચો છે.

---

૧ એમનો ઉલ્લેખ આગળ આવી ગયો છે.

૨ એ અમદાવાદમાં રહેતો હતો. એણે દીબાચામાં ગદ્યમાં પદ્યનો પણ ઉપયોગ કર્યો છે.

ઈ. સ. ૧૭૪૮ (હિ. સ. ૧૧૬૨) સુધી એ હયાત હતો એમ માની શકાય, કારણ કે એ સાલમાં શિવલાલની ડાયરી પૂરી થઇ હતી.

એમાં શરૂઆતમાં નંદલાલજીનો[1] એક, તે પછી ઉદયરામ મહેતાનો એક અને રેવાશંકર પટવારીના[2] બે પત્રો છે. રેવાશંકરના એક પત્ર ઉપર હિ. સ. ૧૧૭૫ (ઈ. સ. ૧૭૨૧)ની રબીઉલ્અવ્વલની ૩ જી તારીખ છે.

એ ઉપરાંત એ ડાયરીમાં મહેતા તુલજાશંકર જીવણજીના પુત્ર શ્રી રાજશંકરના[3] કેટલાક, મુન્શી દીવાનજીના કેટલાક, સદાશંકર

---

૧ એમના વિષેની માહિતી હવે પછી આવશે.

૩ એ અમદાવાદમાં રહેતો હતો ખાન અબ્દુલ્વહ્હાબના સંબંધમાં તેણે એક લાંબી ફારસી કવિતા લખી છે, જેમાં તેની બહાદુરી, ન્યાયવૃત્તિ વગેરેની તારીફ કરી છે અબ્દુલ્વહ્હાબ કોણ હતો તે વિશે માહિતી મળતી નથી એક ડાયરીના દીબાચામાં તેણે હિ. સ ૧૧૭૫ (ઇ સ. ૧૭૬૧) આપી છે. તે સમયે અમદાવાદમાં મરાઠા ગાયકવાડનું રાજ હતું, તે ઉપરથી એમ જણાય છે કે અબ્દુલ્વહ્હાબ મરાઠાઓની નોકરીમાં કોઈ હોદ્દા ઉપર હશે અથવા તો કોઈ જાગીરદાર હશે

રેવાશંકરને શાયરીનો પણ શોખ હતો. તેથી નઝમ માટે પણ પોતાની કલમનો ઉપયોગ તેણે કર્યો હતો, તેની ઘણી શે'રો છે. નમૂના રૂપે નીચેની છે:–

"મોસિમે અય્યામે ફરવર્દીન બહારે આરા શુદા,
ઇઅતિદાલે નવબહારાન બોસ્તાન પયરા શુદા;
જોશે સહબાયે તરબ અઝ બસકે દર ખુમહા શુદા,
ગુન્ચા રા બન્દે કબા અઝ ફર્તે શાદી વા શુદા

(ફરવર્દીન મહીનાના સમયની મોસમ વસંતઋતુની જેમ શોભાયમાન થઈ વસંતઋતુના મંડાણની મધ્યમતાએ બાગોને સુશોભિત કર્યો

આનંદરૂપી શરાબનો જોશ બરણીમાં એટલો બધો થયો કે કળીના વસ્ત્રોનો બંધ બેહદ ખુશીને લઈને ખુલ્લો થઈ ગયો.)

ઈ સ. ૧૭૬૧ (હિ સ. ૧૧૭૫) પર્યંત એ હયાત હોવાની સાબિતી મળે છે (ફારસીગ્રંથો–ટી બ ફ. મો. ઝવેરી પૃ. ૫૪).

૨. અમદાવાદનો વતની હતો. તેનો ફારસી ભાષા ઉપર એટલો બધો કાબૂ હોવાની ખ્યાતિ હતી કે સુંદર ફારસી ભાષા; લખાવવાને એની પાસે લોકો આવતા હતા. તેના લખાણ ઉપરથી એમ જણાય છે કે તેનું ખાસ

રણછોડદાસનો[1] એક, સુખરામના [2] કેટલાક, મુન્શી ગુલાબચંદ ઉપર-ના પત્રો અને ગુલાબચંદના જવાબો અને અન્ય પત્રો, તેમજ મહેતા સુખરામ (ઓબેરા[3])નું પ્રશંસાકાવ્ય (કસીદિ) સાંદતખાનની તારીફમાં છે, જેમાંથી નીચેની શેરો છેઃ—

"અઝ નસીમે નવબહારે ખુલ્કે ઊ,
 તુરબએ ફિરદૌસ શુદ બુસ્તાને મુલ્ક,
ઉમ્દતુલઉમરા સાંદતખાન કે હસ્ત,
 ઈન્તિખાબે ઇન્સો જાન બુરહાને મુલ્ક."

[તેના નીતિમય સ્વભાવરૂપી વસંતની બહારની લહેરે મુલ્કના આંગને સ્વર્ગનો નમૂનો બનાવી મૂક્યો;

સૌ અમીરોમાં સાંદતખાન શ્રેષ્ઠ છે, અને આ બુરહાનુલમુલ્ક (એનો ખતાબ) સર્વ મનુષ્યોમાં ઉત્તમ છે.]

એનું એક બીજું પ્રશંસાકાવ્ય પણ આ ડાયરીમાં છે. તેના ઉપર હિ. સ. ૧૧૨૩ (ઈ. સ. ૧૭૧૧)ના રજબ મહિનાની ૧૫મી તારીખ અને અમદાવાદ છે.

---

વલણ સૂફીવાદ તરફ હતું. તેની લખેલી 'હમ્દ' (ઈશ્વરસ્તુતિ) એવી છે કે જાણે કોઈ મુસલમાને શુદ્ધ ભાવ અને સંપૂર્ણ શ્રદ્ધાથી લખી હોય. શાયર તરીકે 'અહકરી' તેનું તખલ્લુસ હતું. (ફારસી ગ્રંથો—હી બ. ક. મો ઝવેરી પૃ. ૪૫)

હસ્તલિખિત પ્રતોમાં કોઈક ઠેકાણે મી. રાજશંકર અને કેટલેક ઠેકાણે સદીસાજ,રાકર જેવું વંચાય છે. એ તમામ પ્રતો શિકસ્તા લખાણ રીતીમાં છે.

૧. એમના વિષેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે

૨. એમના વિષેનો ઉલ્લેખ આગળ "રુકાતના પ્રકરણ"માં આવશે.

૩. ઓબેરા—નાગરોની મધ્યકાલીન ૧૫૫ કે ૧૫૭ અટકો હતી, તે પૈકી 'ઓબેરા' એક અટક હોવી જોઈએ. પંડિત ગંગાશંકર પંચોળીએ પોતાના 'નાગરોત્પત્તિ' નામના પુસ્તકમાં જે અટકો ગણાવી છે તેમાં એનો સમાવેશ થતો નથી. તે ઉપરાંતની આ અટક હોય તે બનવા જોગ છે.

આજ ડાયરીમાં શ્રી. રાજશંકરનો એક કસીદો પણ છે તેમાં દામાજીનું અવસાન થયું અને ફતેહસિંહ ગાદીએ આવ્યો તેની સાલ માટે નીચેની શે'ર છેઃ

"જુસ્ત તારીખે વફાતશ ચૂં અકૂલ,
હાતિફ઼ એ રૂપ અલમ ગુફ્ત શિતાફ઼ત."
(૧૧૮૧-ઈ. સ. ૧૭૬૮)

(અક્કલે તેના અવસાનની સાલ શોધી ત્યારે ગુપ્ત વાણીએ દર્દભરી રીતે કહ્યું "તે ઉતાવળે ગયો.")

એક કડી (મિસરો) સાલ બતાવવા નીચે પ્રમાણે પણ છેઃ—

'હુમાયૂન બુવદ દૌલતે ફતહસિંઘ" (હિ. સ. ૧૧૮૨-ઈ. સ. ૧૭૬૯) (ફતેહસિંહની દોલત ક્ષેમકુશળ રહે.)

મુન્શી નંદલાલ અને તેની ડાયરી—તે તેના સમયનો ફારસીનો નામીચો વિદ્વાન હતો. સૂફીવાદ તરફ તેનું કુદરતી વલણ હતું. બહુધા તે અમદાવાદમાં રહેતો હતો. પોતાના લખાણમાં તે જણાવે છે કે "બાળપણથી જ મને ફારસી અને હિંદી પુસ્તકો વાચવાનો તેમજ લખવાનો અને તરજુમો કરવાનો શોખ હતો અને હાલ સરકારી નોકરીમાં હોવાથી ફુરસદ કમ મળે છે. તેમ છતાં પણ મારો શોખ પૂરો કરવાને વખત મેળવું છું." એક લખાણ ઉપરથી એમ જણાય છે કે તે હિ. સ. ૧૧૭૮ (વિ. સં. ૧૮૨૧, ઈ. સ ૧૭૬૪) માં શ્રી. મહંતગવ ગોપાળરાવને ત્યાં નોકરીએ હતો, જે ફતેહસિંહ ગાયકવાડના હાથ નીચે અમદાવાદનો સૂબો હતો. નંદલાલના કેટલાક શાગિર્દો પણ હતા. શાગિર્દ પોતાના ઉસ્તાદની તારીફ કરે તેમ એક નંદલાલની પ્રશંસા ઠેકઠેકાણે કરી છે.[૧]

એની એક ડાયરી છે. બહુધા તેણે એક પુસ્તક પણ રચ્યું હતું જેનો ઉલ્લેખ તેમાં છે પરંતુ તેનું નામ નથી તે ઉપર શિવદાસે

---

૧. દી. બ. કૃ. મો. ઝવેરી-ફારસી ગ્રંથો-પૃ. ૫૦-૫૧

દીબાચો લખ્યો છે. એમાં ઘણા પત્રો છે. તેઓમાંનો એક અલી મોહમ્મદખાન (મિરાતે અહમદીના કર્તા) દીવાન ઉપર છે, તે શાયર હતો અને તેના રચેલા ઘણા કસીદા (પ્રશંસાકાવ્યો) એમાં છે. તેમાંના કેટલાક ફતેહસિંહ ગાયકવાડના સમયના અમદાવાદના સુબેદાર ગોપાળરાવની પ્રશંસામાં છે. એની કેટલીક રુબાઈઓ પણ છે. તેણે કુત્બે ઝમાન શમ્સુદ્દીનના અવસાનની સાલ હિ. સ. ૧૧૭૦ (ઈ. સ. ૧૭૫૬) એક રુબાઈમાં કાઢી છે. ઈશ્વરભક્તિનું એક કાવ્ય છે જેની શરૂઆત નીચેની શે'રથી એણે કરી છે:—

"ખુદાવન્દા નદારમ હીચ મક્દૂર,
દિલી બી સબ્ર દારમ ચશ્મ બી નૂર."

(ઓહ ઈશ્વર, હું પામર છું. ધૈર્ય વિનાનું મારું દિલ છે અને તેજ વિનાનાં મારાં ચક્ષુ છે.)

વળી તેમાં એક મશહૂર ફારસી કહેવત પણ છે:

"મનિગર કે કેહ મીગુયદ, બેનિગર કે ચે મીગુયદ" (કોણ કહે છે તે ન જો. શું કહે છે તે જો.).

તેણે ઉર્દૂમાં પણ એક કસીદો ગોપાળરાવની તારીફમાં કહ્યો છે.

આ ડાયરી ઉપર હિ. સ ૧૧૭૬ (ઇ. સ. ૧૭૬૨ અને વિ. સં. ૧૮૧૯)માં પૂરી થયાની સાલ છે.

નંદરાય અને તેની ડાયરી:—

એ અમદાવાદનો વતની હતો.

એણે એક ડાયરી લખી હતી. નંદલાલ બોહરા (વોરા)એ તેની નકલ સારી રીતે કરી હતી. તે ઉપર હિ. સં. ૧૧૭૭ (ઇ. સ. ૧૭૬૩)ની સાલ છે.

કિશનજી બેદ (વૈદ) અને તેની ડાયરી —

તે ખુદ અમદાવાદનો વતની હતો. ફારસી ભાષાનો અભ્યાસ કરી તે સરકારી નોકરીમાં દાખલ થયો હતો. તેની પાસે પોતાની

લાઈબ્રેરી હતી જેમાં સાહિત્ય તેમજ ઇતિહાસના ગ્રંથો[1] વધારે પ્રમાણમાં હતા.

તેની પણ એક ડાયરી છે, જે ઉપરથી તેની ફારસી ભાષાની પ્રવીણતાનો અંદાજ મળે છે. તેના દીબાચામાં જણાવવામાં આવ્યું છે કે કેટલાક દિવસ બેકાર રહેવાથી તેણે હિંદી અને ફારસી પુસ્તકોનો અભ્યાસ આનંદઅર્થે શરૂ કર્યો અને તાજાં ફૂલો વીણીને એકઠાં કર્યાં.

અંતમાં તે લખે છે,

" અયુષ્શ ગર બખતાંઈ રસી એ તાના મકઝંન,
કે હીચ નફસે બશર ખાલી અઝ ખતા નમુવદ "

( જો કોઇ ભૂલ મળી જાય તો તેને ઢાંકજે અને ટપોકો દઈશ નહિ, કારણ કે મનુષ્યની એક ક્ષણ પણ કસૂર વગર હોતી નથી. )

આ ડાયરી હિ. સ. ૧૧૮૨ ( ઈ. સ. ૧૭૬૮–વિ. સં. ૧૮૨૪ )ના જમાદીઉલઅવ્વલમાં પૂરી થઈ હતી.

ભવાનીશંકરરાય અને તેની ડાયરીઃ—

ભવાનીશંકર ખેડા જિલ્લામાં આવેલા પેટલાદનો રહેવાસી હતો. તેની પણ એક ડાયરી છે જે ઉપરથી ફારસી ભાષા ઉપરના તેના કાબૂનો ખ્યાલ આવે છે.

અંતના ભાગમાં ઉમર ખય્યામની મશહૂર રૂબાઈ લખી છે જે નીચે પ્રમાણે છેઃ

" ન કર્દા ગુનાહ દર જહાં કીસ્ત બુગો,
આં કસ કે ગુનાહ ન કર્દ ચૂં ઝીસ્ત બુગો;
મન બદ કુનમો તૂ બદ મુકાફાત દેહી,
પસ ફર્ક મિયાને મનો તૂ ચીસ્ત બુગો. "

---

૧. દી. બ. કૃ. મો. ઝવેરી–ફારસી ગ્રંથો–પૃ. ૪૭

(દુનિયામાં પાપ ન કર્યાં હોય એવું કોણ છે તે કહે. જે માણસે પાપ ન કર્યાં હોય તે ક્યારે થઈ ગયો તે કહે. હું ખરાબ કામ કરું છું અને તું ખરાબ બદલો આપે તો મારા અને તારામાં શો ફેર છે તે કહે.)

છેવટે તેના ઉપર ઇલાહી મહિના 'તીર'ની પહેલી અને હિ સ. ૧૧૮૩ (ઈ. સ. ૧૭૬૯)ના રબીઉલઅવ્વલની ૭ મી લખવામાં આવી છે.

### મહેતા શોભારામ અને તેની ડાયરીઃ—

શોભારામ અમદાવાદનો વતની હતો. પોતે શાયર હતો. તેણે વ્રજભાષામાં પ્રતિભાશાળી કાવ્યો લખ્યાં છે.

એની એક ડાયરી છે તે ઉપરથી ફારસી ભાષામાં એની કાબેલિયતનો અંદાજ મળે છે. એ ઉપર કોઈ પણ સાલ લખેલી મળી નથી. ઊપર ચર્ચાયેલી જેવી જ એ ડાયરી છે, એમાંથી કોઈ ખાસ નોંધયુક્ત માહિતી મળતી નથી.

### કિશનદાસ અને તેની ડાયરીઃ—

અસલ કૃષ્ણદાસ નામ હશે, પરંતુ ફારસીમાં કિશનદાસ લખવામાં આવ્યું હશે.

કિશનદાસના પિતાનું નામ સુખટરામ હતું. હિ. સ. ૧૧૭૭ (ઈ. સ. ૧૭૬૩)માં તેણે એક ડાયરી તૈયાર કરી હતી.[1]

### ઉપસંહાર

હિંદુઓમાં ફારસીના પ્રચારનું અવલોકન કરતાં એના ચાર ભાગ પાડી શકાયઃ પહેલો સમય અકબરથી શરૂ થાય છે. તે સમયે તો ઉત્તર હિંદુસ્તાનના હિંદુઓએ પણ ઘણી જ ઓછી કૃતિઓ કરી હતી, કારણ કે ટૂંક સમયમાં કૃતિરચના જેટલી કાબેલિયત

---

૧. ડી બ. કૃ. મો. ઝવેરી–ફારસી ગ્રંથો પૃ. ૫૩

ન જ આવી જાય એ સ્વભાવિક છે. બીજો સમય જહાંગીરની તખ્ત-નશીનીથી શાહજહાંના સમયની શરૂઆત પર્યંતનો બલ્કે એના રાજ્યના મધ્ય ભાગ પર્યંતનો જ ગણી શકાય. એ સમય દરમ્યાન હિંદુઓ તેમનાં ધાર્મિક પુસ્તકોનો ફારસીમાં અનુવાદ કરતા થઇ ગયા હતા. ત્રીજો સમય ઔરંગઝેબના તખ્ત ઉપર બેઠા પછી કે કંઇક તે અગાઉથી લઇ મોગલોની પડતી ખતમ થઇ ત્યાંસુધીનો હતો. એ આ પ્રચાર માટેનો ઉત્તમ જમાનો હતો. એમાં ઇતિહાસ, શાયરી, ઇન્શા (પત્રવ્યવહાર) અને અન્ય વિષયો ઉપર પુસ્તકો લખાયાં હતાં. ચોથો સમય મોગલોની પડતીથી માંડી આજ પર્યંતનો; એમાં પણ એ કામ થોડેઘણે અંશે ચાલુ રહ્યું

આ પ્રચાર દરમ્યાન ઇસ્વી અઢારમી અને ઓગણીસમી સદીમાં નાગર જ્ઞાતિમાં ગદ્ય તેમજ પદ્યના લેખકો, ઇતિહાસકારો, લહિયા, સાહિત્યરસિકો તેમજ સાહિત્ય સાથે ગજદારી મુત્સદ્દીગીરી ધરાવતી વ્યક્તિઓનું મંડળ ઘણું મોટું હતું. તે પછી ધીમે ધીમે એ તૂટતું ગયું અને આજે જૂજ છે.

ફારસી સાહિત્યના ક્ષેત્રમાં નાગરોની આ પ્રકારની પ્રવૃત્તિઓ હતી. તેમના લખાણો, તેમની રચનાઓ વગેરેને જરૂર જ કાયસ્થ. તેમજ હિંદુસ્તાનની ફારસીથી વાકેફ કોઈ અન્ય કોમના અને સામાન્ય મુસ્લિમ ઇતિહાસકારો, કવિઓ અને ગદ્યલેખકોની પંક્તિમાં મૂકી શકાય.

તેમનાં પદ્યલખાણ વિશે કહી શકાય કે ઘણીવાર તેઓએ ગુજરાતી વિચારો અને ભાવનાઓનો ઉપયોગ કર્યો છે. પરંતુ એ કબૂલ કર્યા વગર ન જ ચાલે કે જે ભાષામાં તેમણે લખ્યું છે તેનાં તત્ત્વ, સત્ય અને લક્ષણ તેમણે કાયમ રાખ્યાં છે. પરિણામે તેનું બાહ્ય રૂપ, ફારસી લિબાસ અને ઢબનું દેખાય છે, અર્થાત્ કાવ્યકન્યા ગુજરાતી છે પરંતુ તેનો પોશાક ઇરાની છે એમ પણ કંઇક અંશે કહી શકાય. એમણે ગદ્ય ઉપર પણ સારી રીતે કલમ કસી છે અને એમાં પણ એમનો ફાળો મોટો છે.

હિંદુઓના દિલમાં ફાગ્સીનું બી અકબરના મહેસૂલી પ્રધાન ટોડરમલે વાવ્યું ને ઊગ્યું. તેના છોડે મોટા થઈ વૃક્ષરૂપ ધારણ કર્યું જે ફૂલતું ફાલતું રહ્યું. તેની એક કલમ અકબરે જાતે ગુજરાતના એક ભાગ માટે મોકલી. ગુજરાતની જમીન તો ફળદ્રુપતા માટે પુરાણા જમાનાથી જ જગમશહૂર છે, એ માટે અહીંની હવા પણ માફક આવી. એનો પ્રચાર વધ્યો અને સારા ગુજરાતમાં થયો. કેટલોક સમય તો નિત્ય વસંત જેવો એનો દેખાવ રહ્યો. ધીમે ધીમે એના ઉપરથી વસંતનું ઓજસ ઊતરવા લાગ્યું અને આજે નહિ જેવું જ રહ્યું. આખરે તો દુનિયા ફાની છે. જે ઉત્પન્ન થાય છે તેનો વિનાશ થાય છે. જે જન્મે છે તે મરે છે, પરંતુ ભલું નામ ભૂંસાતું નથી.

ઇરાનીઓ સ્વભાવે શાંત સભ્યતાવાળા, વિનયી, ઉદાર, મોજીલા અને શિષ્ટાચારપ્રેમી છે. ફ્રેન્ચોની જેમ તેઓ હસમુખા છે. તેમના સાહિત્યમાં પણ એ ખાસિયતો વિશે વિશેષ પ્રમાણમાં જાણવાનું મળે છે. અને તેનું પાન કરતાં એની અસર ઘણે નહિ તો કંઈક અંશે તો આવે જ છે.

અફઘાનિસ્તાન અને તાયફાવાળાઓના મુલકના મોટા ભાગની પ્રજાની ભાષા પુશ્તુ કે તેને મળતી છે, જો કે ત્યાંના અમીર ઉમરાવો અને સુધરેલા લોકોની ભાષા ફારસી છે. પુશ્તુ ભાષા વિશે કહેવત છે કે માટીના વાસણમાં ભરેલા પથ્થરના અવાજ જેવી એ છે, અરબી વિજ્ઞાન અને જ્ઞાનની ભાષા છે, તુર્કી શૌર્યની ભાષા છે, અને ફારસીમાં મીઠાશ અને મધુરતા છે.

ઇ. સ. ૧૯૪૭ના એપ્રિલની શરૂઆતમાં નવી દિલ્હીમાં એશિયાઈ પરિષદ ભરાઈ હતી તેમાં મહાત્માજી પહોંચ્યા તે વખતે ઇરાનના એક પ્રતિનિધિ પોતાનું ભાષણ કરતા હતા. ભાષણની મીઠાશ અને મધુરતાના કારણે સરોજિની નાયડુએ ભાષણકર્તાને પોતાનું ભાષણ ફરીથી શરૂ

કરવાની વિનંતિ કરી કે જેથી રાષ્ટ્રપિતાને પણ ઘરાની જબાન-નો રણકદાર સૂર સાંભળવાનો લાભ મળે.

વળી ફારસી ભાષા માટે ડૉ. સર મોહમ્મદ ઈકબાલે પોતાના મહાકાવ્ય 'અસરારે ખુદી'માં કહ્યું છેઃ—

" ગરચે હિંદી દર ઉઝૂબત શક્કર અસ્ત,
તર્ઝે ગુફતારે દરી શીરીનતર અસ્ત.[1] "

[ જો કે હિંદી મીઠાશમાં સાકર જેવી છે. પરંતુ દરી (ઘગાનમાં એક બોલીનું નામ અર્થાત ફારસી ) વિશેષ મધુર છે ]

આવી ફારસી ભાષા અને આવા સાહિત્યની અસર હજુ પણ આપણે નાગરજ્ઞાતિમાં જોઈએ છીએ. તે ઉપરાંત આપણી ગુજરાતી ભાષા અને સાહિત્ય ઉપર પણ એમણે અસર કરી છે; એ ભાષાએ આપણી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરી છે. એમાં વિશેષ મીઠાશ આણી છે અને નરમ પણ કરી છે; અર્થાત્ સ્વભાવે અને રૂપમાં એ નરમ ગોળ જેવી થઈ છે. વળી એના શબ્દો આપણી ગુજરાતી ભાષામાં એવા તો ઓતપ્રોત થઈ ગયા છે કે એક સમયે એને કાઢી નાખવાના જે પ્રયત્નો થયા હતા તે નિષ્ફળ નીવડ્યા હતા. હવે તો એ એની સાંકળમાં મજબૂતાઈથી સંધાઈ ગયા છે. કળા કાઢતાં સાંકળ તૂટી જાય તેમ એ શબ્દો કાઢતાં આપણી ભાષા તૂટી જાય, એટલો સંબંધ થઈ ગયો છે.

નિવેદન—

ઘણાખરા ફારસી જાણનારા નાગરોએ તેમનો ફુરસદનો સમય ફારસી વાંચવામાં તેમજ કૃતિઓ રચવામાં અને પુસ્તકોની નકલ કરવામાં ગાળ્યો હતો. તેમણે ફારસી ગદ્ય તેમજ પદ્યનો પ્રચંડ

૧. અસરારે ખુદી-પૃ. ૧૧

જયો ફક્ત ગુજરાતીઓના જ નહિ પરંતુ તમામ હિંદીઓના ચરણમાં ધરવા તૈયાર કર્યો હતો. પરંતુ કર્તાઓના ધાર્યા પ્રમાણે તેમનો ઉપયોગ થતો હોય એમ જણાતું નથી. તેમની કૃતિઓનો મોટો ભાગ તો કોઠા કંસારીને મજબૂત કબાટ અને તિજોરીમાં વારસામાં મળ્યો હોય એમ લાગે છે. ફક્ત નાનોસૂનો ભાગ જ જાહેરમાં છે, જેનો ઉપયોગ થઈ શકે છે. ગુજરાત અને સૌરાષ્ટ્રનાં મુખ્ય ગામો અને નગરો જેવાં કે અમદાવાદ સુરત અને જૂનાગઢ-માંગરોળમાં વસતા તેમના વંશજો અને સગાંવહાલાંઓનાં ઘરમાં તેમની સતત મહેનતનાં ફળો અર્થાત્ રચેલાં પુસ્તકો ન હોય એમ બની શકે નહિ. ખરેખર તે સંશોધનકાર્ય કરનારાઓ માટે અતિ ઉપયોગી પુષ્કળ સામગ્રી પૂરી પાડી શકે એમ છે. ખંત અને ધીરજથી એ માટે સંશોધન કરવામાં આવે તો પારસીઓના જેવો વિશ્વસનીય અને ઉપયોગી ઇતિહાસ નાગર કોમનો તૈયાર થઈ શકે, એટલું જ નહિ પણ અન્ય સંશોધન માટે પણ તેમાંથી સારો લાભ ઉઠાવી શકાય. સંશોધન કરનારા વિદ્વાનો અને ખાનગી વ્યક્તિઓએ એ માટે પ્રયત્નો કરવા જોઈએ. સંશોધનસંસ્થાઓએ તેમને સહાય આપવી જોઈએ. દિલગીરીની વાત છે કે નાગર જ્ઞાતિ જે તમામ બ્રાહ્મણ જ્ઞાતિઓમાં શ્રેષ્ઠ હોવાનો દાવો કરે છે તે પણ તેમનો ઇતિહાસ અંધારામાં રહેવા દે છે અને તે પ્રકાશમાં લાવવા માટે પ્રયત્ન કરતી નથી. જો એ વાત લક્ષમાં લેવામાં આવે અને તમામ હસ્તલિખિત ગ્રંથો એક સ્થળે એક લાઇબ્રેરીરૂપે કોઈ સંશોધનસંસ્થામાં જમા કરવામાં આવે તો નાગરોના, એટલું જ નહિ પણ સારા ગુજરાતના ઇતિહાસના જે બનાવો ઉપર ભારી પડદો છે તે ધીમે ધીમે ઊંચકાવાનો પ્રયત્ન કરવાની તક ખંતીલા અને વિદ્યાવ્યસની લોકોને મળે. એ અદ્ભુત સંશોધન માટે ન કરવામાં આવે તોપણ તેઓ તો "ચેતનું કામ ખંત ધીરે" અને ઉત્સાહથી ચાલુ જ રાખશે. અને તેનાથી